॥ ॐ ॥

# પ્રેમ ગુચ્છ





લેખક –

બાળકવિ

જામનગર

# પ્રેમ-ગુચ્છ

યાને

## શાહેનશાહબાનુ—
## સેલિમા બેગમ.

લેખક તથા પ્રકાશક,


કવિ બાલકૃષ્ણ કાશીનાથ વિદ્વાંસ

( બાલકવિ ) જામનગર.


ઇ સ. ૧૯૨૫ વિ સ ૧૯૮૧

મુલ્ય ૦-૮-૦



સેલિમા અપ્રતિમ સૌન્દર્ય નિરખવામા દિગ્ર બની હતી (પૃષ્ઠ-૨)



ૐ

# પ્રેમ ગુચ્છ

યાને

# શહેનશાહબાનુ-સેલિમા બેગમ

## પુષ્પ ૧ લું.

### નૂતન પરિચારિકા

પ્રેમ બીજ અદ્ભુત અતિ, ગતિ તેની છે ભિન્ન—
પ્રેમ મત્ત થાયે નહીં, પ્રાણાન્તે પણ ખિન્ન—૧

કાશ્મીરના ડુંગરાળ પ્રદેશમાં એક પ્રસિદ્ધ અને રમ્ય સ્થળે, મહદ્ ઐશ્વર્યસંપન્ન ભારત સમ્રાટ શાહાજહાન બાદશાહે ગ્રીષ્મઋતુને માટે કેટલાક રાજમહેલ બંધાવ્યા હતા. આ મહાલયના સમુદાયનું નામ 'આરામ બાગ' એવું હોઇને તેમાં 'મોતી મહેલ' બહુજ શોભીતો, ઐશ્વર્યથી યુક્ત અને વૈભવ સામગ્રીમાં અગ્રેસર ગણાતો હતો. આ મોતી મહેલની અધિષ્ઠાત્રી-શાહાજહાનની નૂતન

પ્રણયિતા–સેલિમા બેગમ પોતાના નિસીમ રૂપગુણ અને સૌભાગ્યની અતુલ જ્યોતિ વડે અતપુરની અન્ય બેગમોના કોમલ હૃદયો ક્ષણે ક્ષણે પ્રજાળતી હતી વધારે તો શુ? પણ પ્રસિદ્ધ મુમતાજ બેગમ પણ શહાજહાનના હૃદયપટપર પ્રેમપ્રભુત્વ સ્થાપન કરી શકી નહિ સેલિમાની જીવનરાત્રિ સપૂર્ણ થયા પછીજ મુમતાજ બેગમનો સુખસૂર્ય ઉદય પામ્યો હતો

ચાદની રાત્રિ! ભગવાન્ રજનીનાથ ચદ્રમા પોતાની વિમલ જ્યોત્સ્ના વડે વસુધરાને ન્હાવરાવતો હતો વચમ વચમાથી ધોળા સફેત કપાસના ઢગલા પ્રમાણે દેખાતા નિર્જલ મેઘ ચદ્રપ્રભાને મ્લાનતા આપતા હતા ઘણેજ દૂર ઉત્તર બાજુએ તુષારહાર મડિત હિમાલયના ધવલગાત્રપર ચદ્રકિરણો પડીને ચમકતા હતા આ દેખાવ ઘણોજ સુદર દેખાતો હતો આગમ બાગ માહેના રાજમહાલયના પાદપ્રક્ષાલન કરતી એક ન્હાનકડી નદી વહેતી હતી તેના નિર્મલ જલમા ચદ્ર-કિરણો પ્રતિબિબિત થઇને તરલ રજતધારાઓ માફક ચમકતા હતા

આ મોતી મહેલના દીપ પ્રકાશીત રગમહેલમા એક બારી પાસે ઉભી રહીને સેલિમા બેગમ સૃષ્ટિ સૌદર્યનુ અને રમ્ય વિભાવરીનુ શાન્ત તથા ગભીર, અપ્રતિમ સૌન્દર્ય નિરખતાના દિગ બની હતી બેગમનો કેશકલાપ છુટોજ હતો તે ભ્રમર કેશરાશીનો કેટલોક ભાગ તેની પીઠ ઉપરના પીરોજી રગની ઓઢણી ઉપર, અને કેટલોક ભાગ તેના સુદર ગુલાબી ગાલ ઉપર ઝુલતો રહી, અત્યુત્તમ શોભા આપતો હતો ચોમેર શાન્તિનુ પ્રબળ સામ્રાજ્ય વ્યાપી રહ્યુ હતુ તે સુરમ્ય સ્થાનમા આ વખતે કોઇપણ જાતનો શબ્દ સભળાતો ન હતો કેમકે એ પહાડ માહેના આખો દિવસ કિલકિલાટ કરનારા ભૃગરાજ

અને બુલબુલ વગેરે ન્હાના મ્હોટા પક્ષીયો આ વખતે નિદ્રાસુખનો અનુભવ લેતા હતા.

બાહ્ય કુદરતનુ આ મનોરમ સૌંદર્ય ઘણીવાર સુધી નિહાળીને એક દીર્ઘ નિશ્વાસ મુકી સેલિમા બેગમ બોલી- "અહાહા ! કેવી રમણીય રાત્રિ ? સ્ફાટિક સરખી શુભ્ર ! રૂપેરી ચાદની દૃષ્ટિગોચર થતા આ અપ્રતિમ સૃષ્ટિ સૌંદર્યથી મારા હૃદયમા આજે અનેક આશાઓ ઉત્પન્ન થઇ છે-થાય છે રે ! પણ તે શા કામની ? તે પૂર્ણ શી રીતે થઇ શકે ? આ નિર્જન પહાડપર કોઇ એકાદ બદીવાનની માફક હુ રહું છુ ! પણ જેમનાપર મારી સર્વસ્વ આશાઓનો આધાર તે કયા છે ? આવવાનુ વચન આપીને આવતા નથી દર્શન આપતા નથી 'તારાપર પ્રાણ ।। પણ મારો વિશેષ પ્રેમ છે ' આમ મોઢેથી કહેવાનુ માત્ર ! પણ પ્રત્યક્ષ તો તેવો અનુભવ જણાતો નથી આ મારા યૌવનભર--હૃદયમા ઉભરતી પ્રબલ વાસનાઓ અને વેગતર મનોવૃત્તિ તથા આકાક્ષાની શાતિ શી રીતે થવાની ? પુષ્કળ દાસીયો, મુક્તામણી રક્તપ્રવાલ આદિ વૈભવોની સ્વામિની થઇને પાજરામા પુરાયેલ એક પખીણી પ્રમાણે જીવન પુરૂ કરવામા કિચિત્ માત્ર પણ સુખ હોય છે શુ ? પાષાણમા કદી પુષ્પ પ્રગટેજ નહિ દિલ્હીશ્વરનુ હૃદય પાષાણ સમાન છે, કઠીણ છે ! તેમા પ્રેમનુ કોમળ પુષ્પ કયાથીજ પ્રગટે ? હુ સાર્વભૌમ બાદશાહની બેગમ-છતાયે મારાથી આ દાસીઓ પણ લાખ દરજ્જે સુખી છે "

એ પછી બેગમે બારીના દ્વાર બંધ કરી, એક જબરો નિશ્વાશ નાખતી તે ધીમે પગલે સુકોમલ શૈયા ઉપર આવી બેઠી

આજે સાત દિવસ થયા શાહાજહાન બાદશાહ શીકાર કરવા

દૂરના જંગલમાં ગયો હતો તેના તરફથી અદ્યાપિ સુધી કાંઇપણ ખબર આવ્યા ન હતા 'આજ સાંજે હું જરૂર પાછો આવીશ' આવી રીતે બેગમને આશ્વાસન આપી તે ગયો હતો પણ તે પ્રમાણે એ પાછો આવેલ ન હતો એક દિવસ ગયો-બીજો દિવસ ગયો-ત્રીજો ઉગ્યો સલિમાએ પોતાના પ્રિયતમની અધિરાઇથી અત્યંત રાહ જોયા કિધી એક અઠવાડીયું વીત્યા છતાં શાહાજહાન શિકારેથી પાછો ફર્યો ન હતો

સેલિમા બેગમના મહેલમાં વિધ વિધ પ્રકારના સૌગંધિક દીપો પ્રજવલતા હતા ચોમેર સુંદર રંગીન દિવાલો ઉપર ચિત્રકારની કૌશલ્યની અનવધિ પ્રદર્શિત કરતી વેલપત્તિ કાઢવી જોઇ, તે ખરીજ તરૂલતાઓ છે કે શું ? એમ પ્રેક્ષકને જણાતું ચારે બાજુએ મોટા શુભ્ર બિલોરી કાચના અરિસાઓ ટાંગેલા હતા અરિસાઓની ચોતરફ નાગકેશર અને ચમેલીના પુષ્પોની અતુલ્ય કૌશલ્યવડે ગુંથેલી માળાઓ લટકતી હતી તેનો સમીશ્ર થએલ તીવ્ર ગંધ મહાલયમાં પ્રસરી રહ્યો હતો સેલિમા સુંદરીના પદચિન્હ ધારણ કરવા માટે નીચે સુંદર ચિત્રમય ગાલીચાઓ બિછાવેલા હતા દિવાલોપર સ્થળે સ્થળે, સ્ફાટિકની ખીંટીઓપર તેલિયા રંગની સુંદર તસબીરો ટાંગેલી હતી તે ઉપર એ સ્ફાટિક પ્રભાના ચંચલ પ્રકાશનું પ્રતિબિંબ પડતાં તેની ઉજ્વલ વર્ણમય શોભામાં ઓર ઉમેરો થતો હતો જેથી ચિત્રપટ માંહેની ચિત્રિત મુર્તિઓ સજીવ છે કે શું ? એમ સંશય ઉત્પન્ન થતો હતો સેલિમા સુંદરી એક સુંદર કોચ ઉપર બેઠી હતી આ વખતે તેની મુલાયમ તબીયતથી સુક્ષ્મ વસ્ત્ર ભાર પણ સહન થઇ શકતો ન હતો આથી ઝીણું વસ્ત્ર તેણે ક્રોધથી ગલિચા ઉપર નીચે કે કયું

પીરોજી રંગની તદ્દન ઝીણી મોતીયોથી પૂરીત ઓઢણી પણ સેલિમાયે તેટલાજ ક્રોધથી ફેકી દીધી જે એ ઉજ્વલ પ્રકાશમા વધારે ચમકવા લાગી તેને જોઇ વિરકત સ્વરે સેલિમા બોલી–" શુ કરવુ ? કાંઇજ ગમતુ નથી ! "

બેગમસાહેબની હુકમની રાહ જોતી એક દાસી પાસેજ ઉભી હતી, તેને સેલિમાયે કહ્યુ–" બાજુના હોલમા નવો બીન આણેલ છે, તે લઇ આવ "

દાસીયે બીન આણી આપ્યા પણ તેના તાર સેલીમાને મેળવતા આવડ્યા નહીં તે રમણીના બીબફળનેય લજ્જા પમાડતા અધર ઉપર મધુર સ્મિતની છટા છવાઇ તે પોતા સાથેજ કહેવા લાગી–" આ બીન પણ સુવો નરજાતીનોજ કે નહિ ? તેમના જેવા જ આય કઠોર હૃદયનો નહિ તો બીજુ શુ ? "

થોડા દિવસ પહેલા સાકી નામની એક નવી દાસી બેગમ-સાહબની નહેનાતમા આવી હતી સેલિમાયે પોતા પાસની દાસીને કહ્યુ–" જા એ નવી દાસીને બોલાવી લાવ જોઉ તે સારુ ગાઇ જાણે છે "

સાકી આ વખતે પોતાની ખોલીમા હતી બેગમસાહેબ બોલાવે છે એવુ સાભળતા બરાબર તે દોડતી આવી સાકીનો ચહેરો ખરેજ સુદર હતો પણ તેના મુખપરની પ્રત્યેક રેખામા દુર્ઘટ ચિતા અને દુખના ચિન્હો સ્પષ્ટ દેખાતા હતા તેને હમેશા એકાતવાસમાજ રહેવુ વધારે પ્રિય હતુ અત પુર માહેની બીજી દાસીયો સાથે તે વધારે ભળતી નહી અને તેમના સાથે વધારે બોલતી પણ નહતી બેગમને તેની જરૂર પડતી ત્યારે તે વિના વિલબે હાજર થતી એક

દિવસે સાકી પોતાની ખોલીમા એકલીજ ગાતી બેઠી હતી, ત્યારે સેલિમા તે ખોલી પાસેથી પસાર થઇ સાકીનુ તે મનોહર ગાયન સાભળીને બેગમ તેના એ ગુણ ઉપર મોહિત થઇ અને તેના પર ત્યારથી વિશેષ પ્રેમ કરવા લાગી સાકીને બેગમ હમેશા પોતા પાસે બેસવા કહેતી પણ બેગમ પાસે એકલા રહેવુ સાકીને ગમતુ નહિ

સાકી ફક્ત ગાયનમાજ નિપુણ હતી એમ નહી બીન–સતાર વિગેરે તતુવાદ્ય બજાવવામા પણ તે પારગત હતી મોરલી બજાવવામા તો તે બહુજ પ્રવીણ હતી અતપુરમા દાસત્વ કરવુ એટલે આવી કલાઓ અવશ્ય આવડવીજ જોઇએ એક વખતે ચાદની રાત્રિમા ઉપવનમાહેના નિસ્તબ્ધ લતાકુજમા સાકી અને સેલિમાબેગમ બે। હતા, તે વખતે સાકીનો મધુર મોરલી નાદ સાભળી બેગમ મેહબાન પણ ભુલી ગઇ હતી ! અને તે દિવસથી સાકી દાની સાથે બેગમે સહિયર પ્રમાણે વર્તન રાખ્યુ હતું

સાકી આવીને બેગમ પાસે બેઠી એટલે બેગમ બોલી–"પ્રિય સકી ! આ વખતે તુ બીન બજાવીશ કે મોરલી ? મને તો જરાયે કાઇ ગમતુ નથી ! "

સાકી જરા ઉદાસીનતા બતાવતી બોલી–" જેમ બેગમસાહેબની મરજી હશે તેમ કરીશ "

' સાકી ' આટલા દિવસથી તુ અહિયા છે, પણ કોઇ દિવસ તારા ચહેરા ઉપર હાસ્ય તો મારા જોવામા આવ્યુજ નથી ! સદાયે ઉદાસી ને ગમગીની જ એ તે શુ ? " સેલિમા બેગમે હસતા હસતા પૂછ્યુ

"દાસીયોને વળી હાસ્યવિનોદ શા બેગમસાહેબ?" સાકીયે પોતાના ઉદ્વેગને છાજતો ઉત્તર વાળ્યો.

એ સાભળી સેલિમા દુખિત સ્વરે બોલી-"સાકી! હુ તને બીજી દાસીયો સરખી ગણુ છુ કે? કહે જોઉ?"

"ના બેગમ સાહેબ-એમ કેમ હું કહું? મારાપર આપની બહુ મહેરબાની છે."

"તો પછી આમ તુ ઉદાસ કેમ રહે છે?"

"ત્યારે આપ પોતે કેમ સદા દુખી દેખાઓ છો?"

"બાંદીરે બાંદી! હુ કાઇ તારા સરખી અહોનિશ ફિકરમા ને ફિકરમા નથી હોતી. હાલમા ઘણા દિવસ થયા બાદશાહ સલામતના દર્શન થયા નથી. એટલે તને કદાચ મારા ચહેરા ઉપર ઉદાસીનતા દેખાતી હશે-પણ તારી માફક કાયમની ઉદાસી તો નથી જણાતી?"

સાકી મનમાને મનમા કાઇ વિચાર કરતી હતી. તે થોડા વખત પછી બોલી-'બેગમસાહેબ' કોઇ વસ્તુ મેળવવાની પ્રબળ ઇચ્છા હોય અને તે પ્રાપ્ત ન થાય એટલે કલેશ થાય-એ આપથી કાઇ અજાણુ નથી. શહેનશાહના દર્શનની આપને પ્રબળ ઇચ્છા છે, પણ તે લાભ આપને થતો નથી. તેથી આપ આવી રીતે દિલગીર થયા છો. તેજ પ્રમાણે મને પણ એક વસ્તુની પ્રબળ ઇચ્છા હોઇને, તે મને પ્રાપ્ત થતી નથી એટલે હુ સદા દુખી હોઉ છુ."

પ્રેમથી હાસ્ય કરતી સેલિમાબેગમ બોલી-' તો પછી તારો કોઇનાપર પ્રેમ બધાયો હોવો જોઇએ. કોની સાથે બધાયો છે? મને કહે તો ખરી! મને ખબર પડે એટલે તેની સાથે તારા લગ્ન કરી દઉ."

સાકીના કપોલપર પ્રસ્વદબિંદુ ચમકવા લાગ્યા મુખ મંડલ રક્તવર્ણ બન્યુ-કોમળ સ્વરે તે બોલી-'બેગમસાહેબ સાથેજ મારો પ્રેમ જોડાયો છે "

બા શાહ શિકાર કરવા ગયા, ત્યારથી સેલિમાબેગમ હમેશા દિલગીરીમા રહેતી પણ આજે કૃષ્ણમેઘમા ઉજ્જ્વલ સૌદામિની ચમકે તેમ, સાકીનુ ઉપરોક્ત બોલવુ સાભળી સેલિમાનુ મ્લાનવદન હાસ્યયુક્ત જણાયુ તેને ધકેલી સેલિમા બોલી-" જા જા-ગાડી ! હુ તો બાદશાહની બેગમ મારાપર તારી પ્રીતિ રખાય ! "

સાકી ત્યાથી ઉઠી જવા લાગી પણ તુરત સેલિમાએ તેનો હાથ પકડી પાછી બેસારી થોડી વારે તેણે સાકીને કહ્યુ-" સાકી ! જવા દે એ વાતો-પણ તુ તારી એ મોરની લઈ આવ-આજે આ મહેલમા બહુ અફારો થાય છે એટલે આ બધી બારીયો ઉઘાડ જોઉ ! સઘળા દીવાઓ ઓલવી નાખ, અને ચંદ્ર પ્રકાશ અંદર આવવા દે આ પુષ્પમાળાઓ મારી શૈયાપર બિછાવ-શહેનશાહ તો આવતા નથી પણ મારા હૃદયનો વિરહાગ્નિ આના ઉપચારથી તો શાંત કરૂ ! તુ પડખે બેસીને બમરીથી એકાદુ સંગીત ગા તે સાભળીને તો ઘડી ભર મારી ચિંતા હુ ભુલી જઈશ ! "

સાકી ઉઠીને ઉભી થઈ બેગમે તેને કહ્યુ-" સાકી ! આજે તો તરસ બહુ લાગી છે માટે એક પ્યાલો સિરાજી— "

દાસીયે સુગંધી સિરાજીનો એક સુવર્ણ પ્યાલો ભરી લાવી આપ્યો અને બેગમે તંમેદ માર્યો તે પીતા પીતા સેલિમાએ કહ્યુ-" આ ઉપર તો ફીણુ વળે છે સિરાજી બહુ ગરમ હોય છે ને તેમા તે ગુલાબજળ મેળવ્યુ છે કે ? "

"જી હા" સાકીયે કહ્યું

'ઠીક આપ તો પણ એમા થોડુ ઇસ્તખુલ તો મિલાવ"

એક સુવર્ણ પ્યાલો લઇ સાકી બીજી ખોલીમા ગઇ તેણે એ સિરાજીમા ઇસ્તખુલ મિશ્રણ કરી બીજુ પણ કાઇ મિલાવ્યુ અને પછી તે મદિરાપાત્ર લાવી બેગમ આગળ ધર્યું.

બેગમે પ્યાલો હાથમા લીધો સુવર્ણપાત્ર માહેની ચમકતી સિરાજી દીવાના પ્રકાશમા તો વધારેજ ચમકવા લાગી તે સઘળી સિરાજી પીઇને સેલિમા સુન્દરીયે તે પ્યાલો પાસેના ટેબલ ઉપર મુકયો ત્યાથી તે ઢળી પડીને એક પુષ્પપાત્રને અથડાયો તે સાથે એ પાત્રના ચુરેચુરા થઇ ગયા અને તે માહેના પુષ્પ વેરાઇ ગયા

પાસેની એક મખમલની અતુલ શૈય્યાપર સુકોમલ રૂપસુંદરી, રમણીશિરોરત્ન સેલિમા મદિરાના અમલથી તુંદ બની પડી હતી સાકી મોરલી બજાવતી મધુરકંઠે લલકારવા લાગી કે—

"દુખુયા મે કૈસે કહુ મેરે સજની! ૦"

---

## પુષ્પ ૨ જુ.

### ગુપ્ત રહસ્યનો સ્ફોટ

પ્રેમમત્ત પ્રણયોર્મિમા, ગણે નહીં દિન-રાત—
કષ્ટ સહી ધાર્યું કરે, ભલે થાય પછિ ઘાત!—૨

ઘણીવાર સુધી સાકીનુ મોરલીમા સંગીત ચાલ્યુ હતુ વચમા વચમાથી તે સંગીતના સુરો તે મોરલીમા બજાવતી અને કેટલીક વાર પોતાના સુકંઠ વડે તે ગાતી કે—

"દુખુયા મે કૈસે કહુ મેરે સજની! ॰"

બસરી બજાવતી વખતે તે નિદ્રિત સુદરીના મુખકમલ તરફ સાકીની દૃષ્ટિ ચોટી રહેતી કેટલીકવારે તે પુરૂ ગાયન ગાઇ રહ્યા પછી બેઠી હતી તે જગા ઉપરથી ઉઠી હળવે હળવે સેલિમાની શૈય્યા પાસે ગઇ ત્યા હળવેથી તેની બાજુમા બેઠી મદિરાના અમલથી સેલિમાના કપોલ પ્રદેશમા લોહી ચડીને વધારેજ રતાશ પ્રસરી હતી તાબુલ ચર્વણથી લાલ થયલ તેના ઓષ્ટદ્વય કિંચિત્ કિચિત્ સ્ફુરણ પામતા હતા જે પ્રમાણે પવનના મદ લ્હેરકાથી તરુરી કપીત થાય છે, તેમ સેલિમાનો છાતી-પ્રદેશ ઉચો નીચો થતો હતો તેના નિશ્વાસ સાથે સુરાનો ગધ પ્રસરતો હતો કેશભાગની મર્યાદાપર તેમજ ભાલ પ્રદેશ ઉપર ઝીણા ઝીણા મૌક્તિક પ્રમાણે પ્રસીનાના બિન્દુઓ ચમકતા હતા.

સાકીયે પ્રથમ પોતાના કપડાથી તેના પ્રસ્વેદબિંદુઓ લુછી કહાડયા પ્રસીનો લુછતા તેનો હાથ કપ્યા કરતો હતો પછી શૈયા પરથી નીચે ઉતરી તે દૂર જઇને ઉભી રહી તેના નેત્રમા જ્વાલા પ્રગટી હતી, હૃદય કપિત થતું હતુ અને કઠ શુષ્ક-કોરો થયો હતો

તે એકાત મહાલયમા સાકી ઘણીવાર સુધી ઉભી રહીને વિચાર કરતી હતી ઘણો વખત થયા તોપણ તે તેમજ ઉભી હતી કેટલીક વારે પાછી તે સેલિમાની શૈય્યાપર આવી બેઠી પછી હળવથી સેલિમાના મુખનુ તેણે એક ચુબન લીધુ એ વખતે તેનુ હૃદય ભીતિથી કપતું હતુ દેહ યષ્ટિ ગલિત થયા સરખી જણાતી હતી અને તેની પ્રત્યેક નસેનસમા વિજળીના આચકા ખેમતા હતા

સાકી બેઠી હતી તેની સામેજ એક મોટો આરિસો હતો. અને એ વખતે બેગમના મહેલમા પૂર્ણ દિપ પ્રકાશ હતો સાકીએ ડોક ઉચી કરી જોયુ ત્યા તેને સામેના નિષ્કલક, સુગધી પુષ્પ માલિકાઓથી સુશોભિત અરીસામા-ઉચા, ભવ્ય સુદર દાઢી વિભૂષિત એવા એક પુરૂષની છાયા જણાઇ જેમ કોઇ નજરે પડેલા સર્પથી તેની ભીતિને લીધે માનવીની જેની સ્થિતિ થાય તેજ સ્થિતિ આ વખતે સાકીની થઇ

તે પ્રતિબિબિત મૂર્તિ તરફ ફરી જોવાની તેનાથી હિમત થઇ શકતી ન હતી જે પુરૂષ ઓલીમા ઉભો હતો, તેણે આ બધી હકીકત જાણી હોવી જોઇએ અને તે પુરૂષ બીજો કોઇ નહિ, પણ પોતે શાહાજહાન બાદશાહ હશે, બીજાનો રગ મહેલમા પ્રવેશ શાનો થાય ? વીગેરે ભીતિપ્રદ વિચારો સાકીના મનમા એક પછવાડે એક આવવા લાગ્યા તેણે હિમત કરી ફરી એકવાર તે અરીસા તરફ જોયુ તે પ્રતિબિબિત મૂર્તિ હજુપણ જેમની તેમ ઉભી હતી તે બાદશાહ સિવાય અન્ય કોઇજ નહિ એમ સાકીને હવે ચોક્કસ ખાત્રી થઇ બાજુની દિવાલ ઉપર બાદશાહની તસબીર ટાગેલી હતી, તે તરફ સાકીએ જોયુ અને તેનુ શરીર થરથર ધ્રુજવા લાગ્યુ તેની સમગ્ર જીવન આશા નષ્ટ થઇ !

બેગમ સુતેલ છે, અને દાસી તેનુ ચુબન લે છે, આ અદ્ભુત બનાવ જોઇ શાહજહાનથી હસવુ દાબી શકાતુ ન હતુ તેને લાગ્યુ કે સેલિમા ગજગજેશ્વરી, તેનુ અનુપમેય લાવણ્ય જોઇને તેના સૌદર્ય ઉપર શુ સ્ત્રીઓ પણ મોહિત થતી હશે ? આ નવી દાસીને બાદશાહે આ પહેલા કોઇ વાર જોયેલ ન હતી તેણે આગળ આવી

પૂછ્યુ–" કોણ છે તુ ? આટલી મોડી રાત્રે બેગમ પાસે બેસી શુ કરતી હતી ?"

સાકી શુ જવાબ આપી શકવાની હતી ? આ વખતે " સબસે બડી ચુપ. " એજ તત્વનુ તેણે અવલબન કર્યું

દાસીયે કાઇ ઉત્તર આપ્યો નહિ એ જોઇ બાદશાહને બહુજ અચબો થયો આ દામી ગાડી તો નથી ? એમ તેને શકા થઇ જરા ઉચ્ચ સ્વરે તેણે ફરી પ્રશ્ન કર્યો– " દાસી ! બોલતી કેમ નથી ? તુ કોણ તે સ્પષ્ટ કહી દે અને અહિ શુ કરતી હતી ? તે બોલ "

" અને હુ કોણ છુ તે ન કહુ તો જહાપનાહ શુ ? " સાકી બોલી

દાસીની ઉદ્ધતાઇ જોઇ બાદશાહ સ્તબ્ધજ બન્યો તરતજ કમર પર લટકતી તરવાર સર્ર્ કરતી મ્યાન બહાર નિકળી ઉજ્વલ પ્રકાશમા તે ચમકવા લાગી પણ બીજીજ ક્ષણે શાહજહાને તે પાછી મ્યાન કરી અને કઠોર સ્વરે પૂછ્યુ– " શુ કરુ ? સ્ત્રીના લોહીથી મારી તરવારને ભીંજવી કલકિત કરવા હુ નથી ઇચ્છતો તારી આ ઉદ્ધતાઇ માટે હમણાજ પહેરેગીરને બોલાવી, તારા કપડા ઉતરાવી ઉઘાડી પીઠ પર નેતરની સોટીયો વડે ફટકાવી કાઢુ છુ "

અત્યાર સુધી સાકીના હૃદયમા પોતાની જીવન-આશાનો અકુર થોડો પણ જણાતો હતો ને બાદશાહનુ આરક્ત મુખમડળ જોઇ નષ્ટ થયો તે કપિત સ્વરથી બોલી– " જહાપનાહ ! સ્ત્રીના લોહીથી આપની તરવાર ખરડાશે નહિ-કલકિત થશે નહિ ખુશીથી ઘા કરો, હુ સ્ત્રી નથી પણ પુરૂષજ છુ "

પુરૂષ શબ્દ સાભળી બાદશાહની આખા તામ્ર લોહ પ્રમાણે લાલચુક થઇ તરવારને ફરી મ્યાન બહાર કાઢી, પણ આ વખતેયે તેણે આત્મસયમનવડે તરવાર પાછી મ્યાન કરી અને ક્રોધિત સ્વરે બોલ્યો– ' શુ પુરૂષ ? અને તે શહેનશાહના રગમહેલમા ? તને તરવારથી મરણ આવે તે બહુજ સુખનુ અને વળી તે પણ મારા સરખા વીરનરના હાથથી ! માટે તેમ નહિજ એવી દયાને તુ પાત્ર નથી તને ભુખ્યા ડાસ જેવા ડાઘા કુતરાઓથી ચુથાવી-ફડાવીને તારો પ્રાણ નાશ કરવો એજ શિક્ષા યોગ્ય છે ,,

સાકી ઉભી હતી બાદશાહના એ શબ્દ સાભળી કોઇ ઝાડ પર વિજળી પડે અને તે કડકડતુ ભૂમિ પર નયન કરે, તેમ તે બાદશાહના પગ પાસે ઢળી પડી !

આ વખતે સેલિમા સુદરી સુખ–નિદ્રામા નિમગ્ન હતી તેના તરફ બાદશાહ ક્રોધિત દૃષ્ટિથી જોવા લાગ્યો એ જોઇ સાકીના હૃદયમા બહુ ધ્રાસ્કો બેઠો સાકી તુરત ઉઠીને ઉભી થઇ અને સ્થિર દૃષ્ટિવડે બાદશાહ તરફ ટગર ટગર જોતી બોલી– ' શહેનશાહ ! હુકમ થશે તો મારી સમગ્ર જીવન કથા આપને કહીશ ”

શાહજહાન પ્રથમ પ્રમાણે કઠોર સ્વરથી બોલ્યો– “ કહે પણ ગમે તેમ હશે તોપણ તને કરેલ દેહાન્ત શિક્ષાનો હુકમ હુ જરાપણ ફેરવીશ નહિ એ ચોકકસ ધ્યાનમા રાખજે ”

સાકી ધીમે ધીમે કહેવા લાગી– ' જહાપનાહ ! જે સેલિમાબેગમ અત્યારે આપની હૃદયેશ્વરી થઇ બેઠી છે, તેણીનાપર બચપણથી મારી પ્રાણ કરતાએ પણ અધિક ચાહના છે. તેના બાપે

મને આશ્વાસન આપીને મારૂ લાલન પાલન કર્યું છે તેના બાપે મને આશ્રય આપેલ તેની મા જીવતી હત તો સેલિમા મારી જરૂર પ્રાણેશ્વરી-હૃદયેશ્વરી બનત ! પણ હાય દુર્દૈવ ! શહેનશાહ ! આજ પાચ વરસ થયા તે અન્તપુરવાસિની થએલી છે દરમ્યાન એકવાર પણ તેના મુખારવિંદના દર્શન થાય તો સારૂ એમ મારી અત્યત ઇચ્છા હતી, પણ એકેવાર તે લાભ મને મળ્યો નહિ જેથી ના છલાજે આ સ્ત્રીવેષ ધારણ કરી આપના અન્તપુરમા મે પ્રવેશ કર્યો નિદાપ સેલિમાએ મને બિલકુલ ઓળખ્યો નથી અને તે ખરેખરીજ સ્ત્રી સમજતી હતી દીવસના ભાગમા તેની પાસે આવવાનુ હુ પ્રયત્ને ટાળતો અને કદાચ આવતો તો બુરખો લઇ આવતો કેમકે કદાચ તે ઓળખી જવાની મને બીતી લાગતી સેલિમાની બાળપણામા મારાપર અત્યત પ્રીતિ હતી તેની સાથે લગ્ન કરી આખી જીદગી સુખ ચેનમા કાઢીશ, આ ભૂતલ ઉપરજ આનન્દવન નિપજાવીશ, એ આશાથી-એ કલ્પના મોહથી હું દીવસ ગુજારતો હતો ત્યા આપે મારી સામટી આશાની ધુળધાણી કરી, ભુખ્યાના મોઢામાહેનો કોળીયો કાઢી લીધો ! મારા અભાગીના સાખ્યમા જેર કાલવ્યુ જહાંપનાહ ! આજ સુધી મારા હૃદયમાની એ ચિતા મે દાબી રાખી હતી પણ આજે આ શુભ્ર ખિલેલી રૂપેરી ચાદની, આ સુગધી પુષ્પમાલાઓ, મદીરાપાનથી આવેલ ઉમગ, અને એ સત્રળામા વિશેષત આ એકાતમા મળેલ ઉત્તમ વખત, એ બધી બાબતોથી મારા નિશ્ચયનો ભગ થતા મનોવૃત્તિ એકામ બની સિરાજીમા એક ત્રધારે ઝેરી દવા ભેળવી, મે સેલિમાને અચેતન બનાવી કેવળ મારાજ મૃત્યુની વાત હોત, તો આ બધી લબાણ કર્મકથા હુ આપને કદી ન સભળાવત પણ કદાચ

આપ આ નિષ્કલંક સેલિમા સુંદરી ઉપર શક આણશો, માટેજ આ હકીકત મારે આપને જણાવવી પડી છે થોડાજ વખતમા મારો અમર આત્મા પાક પરવર દિગારના દરબારમા વિલીન થશે. તો પરમાત્માની સાક્ષીએ કહું છું, કે આ ઘડી સેલિમાના સતિત્વ ધર્મનો મે બિલકુલ ભગ કર્યો કે ડગાવ્યો નથી પવિત્ર સેલિમાના સમધમા આપને અનિષ્ટ વ્હેમ જો ટાળવા હુ શક્તિમાન થઇશ, તો પછી ગમે તેવા ભયંકર બીકટ રસ્તે મને મરણ આવે-તોપણ મારા આત્માને પરલોકમા શાન્તિજ પ્રાપ્ત થશે

બાદશાહે સ્થિર ચિત્તવડે બધી હકીકત સાભળી સેલિમાના શરીર અને મનની નિષ્કલકતા માટે બાદશાહને ખાત્રી થાય છે કે નહિ ? એ જોવા માટે તે સાક્ષીરૂપ મરદ શાહાજહાનના ચહેરા તરફ ઝીણી નજરે જોતો હતો પણ તે શાહાજહાનનો કોઇપણ પ્રકારનો નિશ્ચય કળી શક્યો નહિ તે વીરનર સ્તબ્ધજ હતો બાદશાહે ક્રોધયુક્ત સ્વરે "માહુમ" એમ સાદ કર્યો

કાઇ પ્રત્યુત્તર મળ્યો નહિ પણ એક કાળી કબીજ સીદણ દોડતી આવી એક શબ્દ પણ ન બોલતા નીચુ જોઇ હાથ જોડી ઉભી રહી બાદશાહે કહ્યુ-' માહુમ! આ હતભાગીને ભોયરા માહે કેદમા લઇ જઇ પુરી મુક, અને જરા પણ એને પાણી કે અનાજ આપવાનુ નથી ભૂખ અને તરસથી એના પ્રાણ જાય એજ એને શિક્ષા આપી છે "

મોગલ બાદશાહોના અત:પુરમા આવી બાબતો તો ઘણી વખત થતી એટલે જરાપણ માહુમે ન અચકાતા બાદશાહે ફરમાવેલ શિક્ષાનો હુકમ અમલમા આણ્યો તે મરદની માફક પ્રબળ અને

જોરદાર એવા પોતાના હાથોથી તે ગુન્હેગારને ખેંચીને ભોયરા તરફ લઇ ચાલી જતા જતા તેણે પૂછ્યુ-"ઓ કમનશીબ યુવાન! સીંહના ભોણમા મરવા માટે શા સારૂ આવ્યો હતો? તારૂ નામ શુ?

એ અપરાધી બોલ્યો "મારૂ નામ મહારૂણ!"

તે સીદણે એક હાથે મહારૂણને પકડી, બીજા એક હાથે ન્હાનકડી ઓરડીનુ કમાડ ઉઘાડ્યુ એ ઓરડીમા ભયંકર અંધારૂ હતુ માહુમ બોલી-' ચાલ અંદર જા "

પ્રત્યક્ષ મૃત્યુના મુખમા ગયા પ્રમાણે મહારૂણના પગ કંપવા લાગ્યા અને જીવનની આશાએ, તે અંદર દાખલ થવામા આના-કાની કરવા લાગ્યો જરા વિલંબ થતો જોવા બરાબર તે માહુમ રાક્ષસીએ તેને એક તરખલા પ્રમાણે ઉચકીને અંદર ફેંકી દીધો અને દરવાજો બંધ કરી ચાલી ગઇ

---

## પુષ્પ ૩ જુ

### સંદેશો.

સદ્વર્તન કલુષિત બને, લોકાચાર વિરૂદ્ધ

વ્હેમ પ્રગટતા હૃદયમા, ભુલે બધી શુધબુધ

મળસકુ થયુ એ પહાડમાહેના હજારો ન્હાના મ્હોટા પંખીઓએ પોતપોતાના મધુર કલરવથી દશ દીશાઓ વ્યાપ્ત કરી હતી પક્ષીઓના તે મધુર શબ્દોથી અને ઉષઃકાલિન શીતલ વાયુથી તેના મોહપ્રદ સ્પર્શથી સેલિમા જાગ્રત થઇ તેણે

નેત્ર ઉઘાડી જોયુ, તો પોતે પોતાના મહેલમા સુસજ્જીત પલગ ઉપર સુખશૈય્યામા સુતી છે, એવુ તેને લાગ્યુ ગઇ રાત્રે સુતા પહેલા જે જે બનાવ બન્યા હતા, તે સઘળા તેને એક પછી એક સાંભરવા લાગ્યા પણ તેનુ માથુ માત્ર ભારે અને શૂન્યવત્ થયુ હતું ચિત્ત પણ અસ્થિર હતું શુ થાય છે ? તે જાણી શકતી નહતી' સેલિમા સ્વગત બોલી– "સાકીની સિરાજી બહુજ તીક્ષ્ણ હતી હો ! "

એક ઉઘાડી બારીમાથી સેલિમાયે એકવાર આકાશ તરફ દૃષ્ટિ કરી વિશાલ નીલ આકાશના એક ભાગમા કેટલ ક ન્હાનકડા મેઘમ ડળો જામ્યા હતા પણ નિર્દય વાયુયે તે મેઘના કકડેકકડા કરી વિખેરી નાખ્યા નભોમ ડલમા કૃષ્ણબિ દુઓ પ્રમાણે દેખાનાગ બેચાર જ ગલી પક્ષીઓ ઉડાઉડ કરી રહ્યા હતા મધુર બાલાર્કના કોમલ કિરણે મેઘમ ડલ ઊપર જાણે ઝીણી ઝીણી સુવર્ણવૃષ્ટિજ વરસાવતા હોય એમ દેખાતા હતા ટુકામા સૃષ્ટિ સુ દરી આ પ્રભાતકાળે હાસ્યમય ઉત્સાહપૂર્ણ દૃષ્ટિગોચર થતી હતી પણ સેલિમાના હૃદયમા ભયાનક ઉદાસીનતાની કૃષ્ણ છાયા જણાતી હતી સેલિમાયે શ યા-પર પડયા પડયાજ હાક મારી કહ્યુ– "સાકી ! એક પ્યાલો પાણી લાવ જોઉં ! "

સાકી આવી નહિ કોઇએ જવાબ પણ આપ્યો નહિ સેલિમા અસ્ફુટ શબ્દથી પોતા સાથેજ બબડી– "મઇ આ બધી દાસીયો ગઇ ક્યા ? "

સેલિમા જાગી ત્યારથી તેને બહુજ ગ્લાનિ થતી હતી ભ્રમહૃદય થએલી તે ઉઠી અને સ્નાનમ દિરમા ગઇ ત્યા મુખમાર્જન

સ્નાનાદિ આટોપી સેલિમાયે કપડા બદલાવ્યા અને પોતાનો ચહેરો જોવા માટે તે પાસેનાજ એક અરિસામા જોવા લાગી ત્યા તેને જણાયુ કે હમેશનો પોતાનો ખુબસુરત ચહેરો આજે મ્લાન છે અને આખો ઉંડી ગએલી છે. જેથી તે પોતાના મન સાથે વિચારવા લાગી – " જરૂર કાલની સિરાજીજ તેવી તીક્ષ્ણ હતી, ચાલ હવે જરા બગીચામા હરૂં ફરૂં એટલે મનને શાન્તિ થાય "

સેલિમા પડદો ઉપાડી બહાર આવી, ત્યા એક હબસણ ઉઘાડી તલવારે પહેરો ભરતી હોવાનુ તેના જોવામા આવ્યુ. બેગમને જોઇ દાસીયે અદબથી સલામ ભરી

" તુ અહીં કેમ આવી ? " સેલિમાયે પુછ્યુ

" શહેનશાહના હુકમથી બેગમસાહેબ ! "

" શહેનશાહની સવારી કયારે આવી ? "

" ઘણો વખત થયો ગઇ રાત્રે બે પહોર રાત્રિ પછી "

" ગઇ રાત્રે ? ત્યારે મને કેમ ન બોલાવી ? "

" તે હુ શુ જાણુ બેગમ સરકાર ! તેની તેમને ખબર "

સેલિમા અભિમાની હતી તેને એથી ઘણો ખેદ થયો પોતે આખમા તેલ આજી જેની વરસાદની માફક વાટ જોતી હતી, તે પોતાના પ્રાણવલ્લભ આવે, અને તેમને પોતાનુ એકે વાર સ્મરણ પણ ન થાય ? એથી તેને બહુ દુઃખ લાગ્યુ પણ તેણે પોતાનુ તે દુઃખ મનનુ મનમાજ દાબ્યુ તેણે વિચાર કર્યો કે કેવળ સૌંદર્ય સબધનોજ જેમનો કેવળ સ્વાર્થી વ્યવહાર હોય, તે સ્વર્ગીય પ્રેમની કિમત શુ

જાણી શકે ? માટે આ મારો મનસતાપ વ્યર્થ છે થોડીવારે સેલિમાયે પૂછ્યું—" શહેનશાહ કયા છે ? "

" અહીં નથી. જીન્નતમહેલમા જીન્નત બેગમસાહેબને ત્યા ગયા છે "

" ઠીક ઠીક ત્યારે જીન્નત બેગમસાહેબના નસીબ ઉઘડ્યા એમજ ને બીજુ શુ ? "

આ વખતે સેલિમાયે રાખેલ શાન્તિનો ભગ થયો તેના મનમાના ક્લેશાગ્નિયે પાછો દાહ શરૂ કીનો અને તે ઘણાજ પ્રબળ વેગથી તેના આત્માને પ્રજાળવા લાગ્યો તે બોલી-' મારી દાસી કયા ગઇ ? "

" કઇ દાસી ? કહો બાઇસાહેબ એટલે હુ બોલાવી લાવુ "

" કઇ કેમ ? નવી દાસી સાકી "

સેલિમા ન જુએ તેમ દાસી હસી, પોતા સાથેજ બબડી— " સાકી ઉપર બેગમસાહેબની સારીપેઠ પ્રીતિ લાગે છે ને શુ ? " પછી તે સેલિમાને ઉદ્દેશીને બોલી-" તેનો હાલ જેલમા છે "

સલિમા બહુજ આશ્ચર્યચકિત થઇ બોલી-' શુ જેલમા ? શુ તુ ગાંડી તો નથી થઇને ? તેને જેલમા કોણે મોકલાવી ? "

" શહેનશાહ શાહજહાનબાદશાહ સલામતે જાતેજ "

" શુ તેમણે પોતે ? "

" જી, હા બેગમસાહેબ "

" શા અપરાધ માટે તેને જેલમા મોકલાવી છે ? "

દાસી મોઢુ છુપાવી હસતા સ્વગત બોલી-"વાહ ! જાણે
ાઇજ ખબર નથી ! ઠીક ઢોંગ કરતા આવડે છે " પછી તે મોટેથી
ોલી-"તેના ગુનાહની મને ખબર નથી બેગમસાહેબ "

સેલિમા બોલી-"જેલની ઓરડીની ચાવી લાવી આપ-તેને
.જ છોડી મુકુ મે પોતેજ છોડેલ છે એમ જાણવાથી શહેનશાહ
ાઇને વઢશે નહીં "

તે હબસણ મનમા બોલી—"મે ઘણો અનુભવ લીધો છે
ણ આવી બેગમ તો મે નહતી દીઠી " પછી તેણે બેગમને કહ્યુ
"બેગમસાહેબ ! દાસીનો અપરાધ માફ કરશો પણ બાઇસાહેબ !
ાપની સાથે વધારે બોલાવીને યે મને મના છે આપના તે દિવસો
ાવે ગયા "

તે દિવસ ? કયા દિવસ ?"

'સુખ વૈભવના-દિલ્લીશ્વરના હુકમથી આપ પોતેજ આપના
ાહેલમા નજરકેદ છો "

સેલિમા દીર્ઘનિશ્વાસ મુકી બોલી-"હાય ! હા ! પ્રભુ !
ાવટે આખજ થયુને ? " કેટલાક વખત પછી તે ક્રોધાયુક્ત દૃષ્ટિથી
ા હબસણ તરફ જોઇ બોલી-'શા અપરાધને લઇ મારી આ દશા
ાવા પામી છે ? તેની તને કાઇ ખબર છે ? "

" તે માગથી કહી શકાય નહિ ક્ષમા કરો બેગમસાહેબ "
ાસીએ કહ્યુ

હમેશા પ્રફુલ્લિત કમલ પ્રમાણે મનોહારી બેગમના મુખચદ્ર

ઉપર આ વખને ભીતિથી આવેલી મ્લાનતા જોઇ તે હબસણનુ કઠીણુ હૃદય પણુ ભરાઇ આવ્યુ ! પ્રથમની રાત્રિએ બનેલી હકીકત મ્હાહુમથીજ થોડી ઘણી તેના જાણવામા આવી હતી તે સિવાય તે જાણી શકી નહતી પણુ જે હકીકત મળી હતી તે ઉપરથી તેણે આગળની વાન સરળી તર્કશક્તિથી જાણી લીધી સેલિમાની કરૂણાજનક સ્થિતિ જોઇ તે મનમા બોલી-" ત્યારે શુ બેગમસાહેબ નિર્દોષ હશે ? "

સેલિમા વ્યાકુળ થતી તેનો હાથ પકડી બોલી- " આ કિમતી મોતીનો હાર તને બક્ષીસ આપુ છુ પણુ આ બધી ભાજગડ શુ થઇ છે તે મને સમજાવીશ ? "

" બાઇસાહેબ ! સાકી નામની જે દાસી આપની પાસે હતી, તે સ્ત્રી નહોં પણુ સ્ત્રી વેષધારી મરદ હતો " તે સીદણુ બોલી

આટલુ કહી તે સીદણે બેગમ તરફ બારીક દૃષ્ટિથી જોયુ કેમકે તેનો વહેમ હજુપણુ ગયો નહતો

આ હકીકત સાભળી સેલિમાના વિશાલ નેત્ર વધારે આશ્ચર્યથી ચમકવા લાગ્યા તે બોલી- " શુ ? સાકી મરદ ? તદ્દન અસભવિત વાત તેમ કદી પણુ બને નહિ તેનુ તે સુદર કોમલતાયુક્ત મુખમ-ડલ, મધુર કઠ સ્વર, અને તેનો તે સલજ્જ સ્વભાવ ! શુ એથી તે સ્ત્રી નહીં ? પુરૂષ ! કદી ન બને અરે વધારે શુ ? પણુ તે લજ્જા-વતીયે બીચારીયે મારી પાસે પણુ કોઇ દિવસ છુટથી વાત કરી નથી "

" પણુ તેણે આપને ફસાવ્યા "

" ઠીક. પછી શું થયું ? કહે જોઉં ? "

" ગઇ રાત્રે હજુર સવારી શિકારેથી આવ્યા પછી, એકદમ આપનાજ રંગમહેલમા ગઇ દરમ્યાન શુ થયુ તે કાંઇ મારા જાણવામા નથી પણ એક બે ઘડી પછી બાદશાહ સલામતે મહુમને બોલાવ્યા' તે અંદર ગઇ તે વખતે આપ પલંગપર સુતા હતા શહેનશાહ ક્રોધાગ્નિથી બળતા પાસેજ ઉભા હતા અને તે બનાવટી આવેશકારી સાકી નીચુ જોઇ ત્યા ઉભી હતી સરકારના ફરમાનથી તેને બેયગ મોહેના કેદખાનામા બદીવાન કરવામા આવેલ છે "

આ હકીકત સભળી સેલિમા થરથર કંપવા લાગી તેણે દાત પીસી પૂછયુ- " કોણ એ દુષ્ટ ચડાળ? મારો સર્વસ્વ નાશ કરવા આગલા ભવનો દુશ્મન કોણ જાગ્યો એ?"

" તેનુ નામ મહારાણુ સાભળ્યુ છે "

સેલિમાનુ માથુ ભમવા લાગ્યુ! તેનાથી ત્યા ઉભુ રહેવાતુ નહતુ! હજારો દાવાનલની જ્વાલા માફક તેનુ હૃદય બળવા લાગ્યુ તે ત્યાથી ઉતાવળે ઉતાવળે પોતાના શયન મહેલમા આવવા લાગી ક્ષણે ક્ષણે તે મુર્છાગત થતી હતી આવીને દરવાજા પાસે પડી!

મુર્છામાથી સાવધ થયા પછી સેલિમાને જણાઇ આવ્યુ, કે પોતે પલંગપર પડી છે અને એક દાસી હળવે હળવે શરીરપર હાથ ફેરવે છે શુદ્ધિપર આવ્યા પછી તેના હૃદયમા વૃશ્ચિક દંશ સરખી વ્યથા થવા લાગી તે પોતા સાથેજ બોલી- " મહારૂણ! મહારૂણ!! છેવટ તમે આનીજ રીતે મારૂ સત્યાનાશ કાઢયુ કે? લોકદૃષ્ટિયે તમે મને ચિરકલંકીની કરી! તમારા હાથે આવુ બન્યુ પણ કેમ? શુદ્ધ જીવનના માથે આવો કાળો ડાઘ સહન કરી જીવવામાં

શો અર્થ ? જ્યાં હું શહેનશાહના પ્રાણરૂપ સામ્રાજ્ઞી પદ ઊપર આરૂઢ હતી, ત્યાં હવે હલકામાં હલકી દાસી તરીકે, દુઃખમા-અપમાન સહન કરી, મારે દિવસ કાઢવા રહ્યા ને ? અરેરે ! તમારા પ્રથમના બધા સદ્‌ગુણો કયાં ગયા ? હાલમાં તમારૂં પવિત્ર વર્ત્તન શું આવું કલંકિત બન્યું છે ? ઓ પ્રભુ ! હે જગદીશ ! આપજ અંતર સાક્ષી છો. હું તદ્દન નિર્દોષ નિષ્કલંક છું મેં જાગૃત જોઇ સતી ધર્મ વિરૂદ્ધ ગતિ પણ આચરણ કર્યું નથી પણ બેગમના અંતઃપુરમાં-તેના રંગમહેલમાં -એક સ્ત્રીવેશધારી પુરૂષ પકડાયો ? હાય ? હું નિર્દોષ હોઉં ! તો પણ શહેનશાહનો મારાપર શી રીતે વિશ્વાસ બેસે ?-

“ તેમનો જો મારાપર ખાસ પ્રેમ હોત, તો તેમણે મારો એકવાર પણ એ બાબતમાં ખુલાસો લીધો હોત પણ મને બિલકુલ ન પૃછતા એકદમ ચાલ્યા ગયા ! અરે, શું આ કલંક સહેજમાં કાંઇ ટળી જાય તેવું છે ? હાય ! આજે મારો સત્યાનાશ વળી ગયો ! એ દાસીએ કહ્યું તે તદ્દન ખરૂં મારા એ સુખના દિવસો હવે ગયાજ ! આ કલંક જો દૂર ન થાય તો પછી જીવવાની પણ શું જરૂર ? પછી તો મરણનું શરણું એજ મને સુખદાઇ છે મહાનિદ્રા એજ શાન્તિ સ્થાન છે અરે, અરે ! પણ આ મારી ભરજુવાનીમાં ? મારી આશાઓ પૂર્ણ થઇ નથી ત્યાંજ ? હાય-ત્યાંજ મરવું ? શું ? આ માનવ દેહ પણ વારવાર મળનારો છે ? ના ના-એવા ખોટા વિચારો શું કામના ? મારા પ્રભુના પગે પડીશ વ્હાલા પ્રિયતમને સઘળી ખરી હકીકત કહીશ શું ? પછી તેમનો મારાપરનો વ્હેમ દૂર નહિ થાય કે ? જરૂર. તેમનું હૃદય એવું કઠોર ઘાતકી તો નથીજ આટલું કરતાં છતાં પણ જો મારાં તકદીર ફૂટયાંજ હશે, અને તેમનો વ્હેમ

ન જ મરે તો પછી ઝેર પીને આત્મહત્યા તો છેજ "

સેલિમા પલગપર બેઠી થવા ગઇ દાસી બોલી- ' બેગમ સાહેબ ! ઉઠો મા આપના માથામા મોટો જખમ થયો છે "

સેલિમા જરા હસી આ દુખના પ્રસગે પણ તેને હસવુ આવ્યુ તે મનમા બોલી " ઓ દાસી ! જે આઘાત મારા હૃદયમા થયો છે, તેની વેદનાઓ તુ શુ જાણી શકે ? "

ભયકર તોફાન થઇ ગયા પછી દરીયો જેમ શાન્ત થાય છે, તે પ્રમાણે આ વખતે સેલિમાના હૃદયની પણ તેવીજ સ્થિતિ થઇ હતી તેણે વિચાર કર્યો-' જે પ્રેમી હોય છે, તેને તો હલકાઇજ સહન કરવી પડે છે હુ શહેનશાહ ઉપર પ્રેમ રાખુ પણ તે તો દુનિયાના બાદશાહ-અને હુ શુ તેમની એક રક દાસી ! સામાન્ય પ્રજા વર્ગ ! તેમા તેમના પગે પડવાથી હલકાપણુ શાનુ ! બાકી તે મારા પગ પકડી હાથ ઝાલી વિનવતા, તે દિવસો તો હવે ગયા ! પણ હાય ! તે મને કયા શી રીતે મળે ?-હા એક અરજપત્રથી બોલાવી જોઉ પછી જો ન આવે તો મન કહેશે તેમ કરીશ "

પત્ર લખી સેલિમાએ એક કવરમા બીડયુ, અને ઉપર પોતાની મહોર કરી પછી એક દાસીને બોલાવી તેણે કહ્યું—' જા આ પત્ર જીન્નત મહેલમા શહેનશાહ છે તેમના હાથોહાથ આપી આવજે અને જવાબ લીધા વિના પાછી વળી આવતી ના જા "

દાસી ગઇ પછી સેલિમાએ મહેલના દરવાજા બધ કરી, સજલ નેત્રે આકાશ તરફ દૃષ્ટિ કરી, હાથ જોડી પ્રાર્થના કરવા માંડી

કે—"હે જગનિયતા ! જેથી કરી મારી માનખંડના ન થાય, તેમ કરો મારી લાજ આપનેજ છે મે મોકલેલી દાસીને ધુતકારી કાઢી ન મુકે અને શહેનશાહ તેની સાથે આવે તો બસ-હે પ્રભુ! એજ વિનતી છે"

---

## પુષ્પ ૪ થું.

### શોકયોનો ખાર

સ્નેહ સ્વાર્થને સાધવા, ભૂલી સઘળા ભાન,
શોકય-ખાર પ્રજવાળતી, અસુયા-ઇર્ષ્યા સ્થાન-૪

પ્રિય વાચક! ચાલો આપણે પણ હવે જરા જીનત મહેલ તરફ જઇએ મહેલની અંદર નીચે સુંદર ચિત્રમય ગાલીચા બીછાવેલા છે તેનાપર કિંમતી-જડાવનુ કામ કરેલી કિનખાબની બિછાયત કરેલી છે તેનાપર અતિ રૂપવતી જીનત બેગમ બેઠેલી છે અને પાસેજ દીન દુનિયાનો માલેક શહેનશાહ શાહા-જહાન આડે પડખે પડયો છે

શાહાજહાન બોલ્યો "પ્યારી જીનત! હજી એક પ્યાલો ઠંડી સિરાજી આપતો! બહુજ તરસ લાગી છે ઘડી પહેલા લીધેલુ શરબત તો બહુજ ગરમ હતુ સિરાજી લેવાથી વેલાસર શાન્તિ અને નિંદ્રા લો આવશે"

૨૬. પ્રેમ ગુચ્છ.

મહેલની પ્રત્યેક બારીમા જુદી જુદી જાતની દીવા-બત્તી પ્રગટેલ હતી અને તેના ઉપરથી ચમકતા આસમાની રંગના પડદાઓ ઢાંકેલા હતા તેની અંદરથી એ દિવાઓનો આનંદદાયક મંદપ્રકાશ પ્રસરતો હતો આખા મહેલમા ગુનાબની ખુશબો પ્રસરી રહી હતી આરસના પથ્થરપર ન્હાના ન્હાના ફુવારાઓ ગોઠવેલા હતા તેમાથી મોતીના બિંદુઓ માફક મધુર સુગંધીવાળુ ગુલાબપાણી ઉછળતુ, અને નીચે મૂકેલા સુવર્ણ પાત્રોમા પડતુ હતુ ને એક જગાએ ભેળુ થતુ હતુ એક તરફ સુવર્ણ દંડાકૃતિ નિદ્રાના તોરમા આવેલ ભીમરાજ પક્ષી આખો મીચી ડોલતો હતો બીજી તરફ રંગીન શરીરવાળો બુલબુલ પક્ષી વગર બોલાવે પાસેની સોનાની વાટકીમા મુકેલા દાણા ચગતો હતો-ત્રીજે સ્થળે મેના એઠી બેઠી અસ્પષ્ટ શબ્દમા કાંઇ કાંઇ બોલતી હતી

બાદશાહ આંખો મીચીનેજ બોલ્યો-"જીનત ! મારી પ્રાણેશ્વરી, વ્હાલી જીનત ! જરા સતાર કે બીન કાંઇ પણ જરા બજાવના લે જોઉ તારા કોમલ હસ્તવડે તેમાથી ઝણણાટ કાઢી માગ આ સંતપ્ત હૃદયને જરા શાન્તિ આપ આજે મને કાંઇ ગોઠતુંજ નથી"

જીનત ખરેખરી એક સ્વર્ગાંગનાજ હતી તેનુ શરીર નાજુક અને મોઢુ ગોળમટોળ હતુ નીલરંગની સાડી માહેથી પોતાની રૂપ-જ્યોતિના તીવ્ર તરંગો બાદશાહ ઉપર વરસાવતી, પીઠપર ફરકતી વેણીને ડોક હલાવી વધારે ચમકાવતી, પોતાના મુખચંદ્રપર થોડુ વધારે મોહક હાસ્ય લાવતી, જીનત બેગમ ઉઠીને બીન લઇ આવી સ્વર મેળવવા માટે બીનની ખીંટીયો ફેરવતા તેની ડોક પણ જુદી જુદી ચેષ્ટાઓ

બતાવતી હાલતી હતી જ્યારે બીન એ સુરીલો વાગતો, ત્યારે તેના ચહેરા ઉપર ગ્લાનિ છવાયેલ જણાતી, પરંતુ સ્વર જ્યારે મીઠો નીકળતો ત્યારે તેના મુખચંદ્ર ઉપર હાસ્ય અને સંતોષના ચીન્હ પ્રગટ જણાતા અને તેના ચમકતા પાણીદાર નેત્ર તથા પ્રવાલ સમાન રક્ત ઓષ્ટ પ્રદેશ ફરકતા

બીન બરાબર લાગ્યો સુરાવટ જોઇએ તેવી મળી બીનના પ્રત્યેક પડદામાથી રાગરાગણીઓની જીવનશકિત જાગૃત થવા લાગી મૃદુ મૃણાલ માફક કોમલ કંકણ વિભુષિત એવા પોતાના ડાબા હાથમા બીન લઇ, જમણા હાથથી તે યૌવન મદમાતી તરૂણી તેના તાર ઝણઝણાવવા લાગી અને તે ઝણઝણાટમા સગીતના સપ્ત સ્વર રમવા લાગ્યા બાદશાહ પડયા પડયાજ "વાહવા ! ક્યા બાત ? ખુબ સરસ બહોત અચ્છા બેગમ !" એવા ઉત્તેજીત શબ્દોથી વચમા વચમાથી તેને પ્રોત્સાહન આપતો હતો આજે જીન્નત બેગમના હૃદયમા અપૂર્વ આનંદ વ્યાપ્યો હતો આજે કટલાયે દિવસો પછી સેલિમા બેગમના દૃઢ પાશમાથી તેણે બાદશાહનો છુટકારો મેળવ્યો હતો આજે શહાજહાન તેની સાથે એવી તો પ્રેમવાર્તાઓ કરતો હતો, કે તેથી પોતાની સુખી સ્થિતિ હવે અવિચળ રહેવાની છે એમ તેને આશા બધાઇ હતી આ વખતે જીન્નત બેગમ વીણા નાદથી પોતાનાજ તોરમા રંગાઇ ગઇ હતી મનમા આનંદ ન સમાવાથી તે બીનના સ્વર સાથે પોતાનો સ્વર મેળવીને મધુર કંઠથી જીન્નતઆરા ગાવા લાગી–

"તે સુ ફુલી મતીયા બન બાગાને,
બોલે ડોલે કોયલીયાં–

કુંજે ગુંજે ગુંજરે ભૃગનમે'
પપીયા પુકારે પિયા પિયા પિયા ! "

સંગીતની આસ્તાઇમાંજ વળી એક વિઘ્ન આવી પડયું એક દાસીયે આવીને એક પત્ર બેગમ આગળ ધર્યો

"શું ખબર છે ?" જીન્નત બેગમે પૂછયું

દાસી બોલી- "સેલિમા બેગમ સાહેબે શહેનશાહ જહાંપનાહને આ પત્ર આપ્યો છે અને એનો જવાબ મેળવવા માટે ખોટી થવા કહ્યું છે

શાહાજહાન આ વખતે કેટલેક અંશે સિરાજીના કેફને લેઇ, તથા કેટલેક અંશે જીન્નત બેગમના કોયલ માફક મધુર સંગીતની મોહન શકિતને લઇ, અર્ધ નિદ્રામાં ઘેરાયેલ શય્યાપર પડયો હતો જીન્નત બેગમે એકવાર બાદશાહ તરફ તર્ક-દૃષ્ટિ વડે જોઇને તે પત્ર પોતે મનમાંને મનમાં વાચવા લાગી, તેમાં લખ્યું હતું કે—

"જીવનના આધાર ! આપની આ રંક દાસી નિરપરાધી છે તેનાપર જે આ કલંક વાદળ આવ્યું છે, તે તદન જુઠું છે હું અપરાધી નથી હજુરને મારાપર અમસ્તો અમસ્તો વહેમ આવ્યો છે એમ હું નમ્રતાપૂર્વક સ્પષ્ટ જણાવું છું—

જે વારે આ દુષ્ટ વહેમ પ્રિયતમના મનમાં આવ્યો, તે વારે આ અભાગિની દાસીને જો રૂબરૂ પૂછયું હત, તો સારૂં ન થયું હત કે ? મારાપરનો વિશ્વાસ અને પ્રેમ આમ એકદમ નષ્ટ થાય એ હું મારૂં પૂર્ણ કમનશીબ માનું છું-

શાહેનશાહ ' આ રંક દાસીના પ્રાણાધાર ! આ હતભાગિની

ઉપર આટલી રીસ શા માટે ? તપાસને અંતે જો આ દાસી ખરેખરી અપરાધી ઠરે, તો સુખેથી આપના પવિત્ર હાથેજ આ દાસીને દેહાન્ત શિક્ષા કરો પણ મૃત્યુ પહેલા આપના પ્રેમપવિત્ર ચરણના દર્શન માટે તો–વ્હાલા ! આ દાસી અત્યંત તરસી છે–તે આશા પૂર્ણ કરશો એટલુંજ માગું છું આ મારી આકાંક્ષા પૂર્ણ થયે હું આનંદથી મરવા તૈયાર છું વધારે શું લખું ?

કમનસીબ સેલિમા ”

પત્ર વાચીને જીન્નતઆરા બેગમ ઇર્ષા અને ક્રોધથી બળી ખાખ થવા લાગી તેના હૃદયમા શોક્યનો ખાર પ્રદીપ્ત થયો મોઢું લાલચોળ થયું ભ્રગુટી ખેચાવા લાગી ક્રોધકંપિત હોઠપર દંતારોપણ થયું શરીર થરથરવા લાગ્યું એ સત્વજો સાપત્નપણાનો પ્રભાવ ! અરેરે ! આ શોક્યના ખારને લઇ જગતમા કેવા કેવા અનિષ્ટ પ્રસંગો આવ્યા છે ?

જીન્નત બેગમના મનમા ભયંકર વિચારો રમવા લાગ્યા “ આ તકે બરાબર દસાવીને જો તે કાળી નાગણને ચગદાવી ન નાખું તો શા કામનું ? તે દુષ્ટાનો અંતઃપુરમા પગપેસારો થયો ત્યારથી, હાય ! અમો અન્ય બેગમોના સુખનો તો સત્યાનાશ ગયો ! મૂર્ખીનો તોર શું ? કે પોતે એક દુનિયાની પીઠ ઉપર સૌંદર્યવતી ! હાય શું અમો ત્યારે બધી કદરૂપી ડોસીયોજ કા ? ઠીક છે જોઉં છું એ પાપિણી ! તારો નાશ આ પ્રસંગે કરવોજ જોઇએ પછી જે થવાનું હોય તે થાય. પણ આ બાદશાહના નામનો પત્ર છે, તે તેમને તો બતાવવોજ જોઇએ ”

જીન્નતઆરાયે બાદશાહ તરફ ત્રાસી નજરે જોયું બાદશાહને

સુખશૈય્યા ઉપર સ્વપ્નાનંદમા નિમગ્નબનેલ જોયા હિંદુસ્તાનના સાર્વભૌમ બાદશાહ દિલ્લીનો રાજમહેલ છોડી અરધી ઉઘાડી-મીચેલી આંખે પડયા પડયા પરસ્તાનના સ્વપ્નમય રાજ્યમા ભ્રમણ કરતા હતા હિંમતથી જન્નતઆરા બેગમ બાદશાહના કાન પાસે પોતાનુ મુખ માંડીને મૃદુ સ્વરે બોલી-" સરકાર ! એક પત્ર આવેલ છે "

શહાજહાને એકવાર અરધી આંખો ઉઘાડી જન્નતઆરા તરફ જોઇ પૂછ્યુ-" પત્ર કોનો-પત્ર ! બેહસ્તમાથી શું કોઇ પરીનો તો નથી આવ્યો ને ? " અસ્ફુટ શબ્દો અચકાતા અચકાતા બાદશાહ બોલતો હતો

જન્નત જરા હસીને બોલી-" ખાવિંદ ! સ્વર્ગમાહેની પરીનો પત્ર નથી પણ મર્ત્યભૂમીની એક પરીનો છે સેલિમા બેગમે ખાવિંદની હજુરમા પત્ર મોકલેલ છે "

શહાજહાને પુરી આંખો ઉઘાડીજ નહીં પણ ઉલટી જોમબંધ મીચી દીધી થોડી વાર રાહ જોઇ જન્નત બોલી-" જહાંપનાહ ! પત્ર બહુ જરૂરનો છે જો હુકમ આપવાનો હોય તે મળે તો સારૂં "

બાદશાહે ફરી પૂછ્યુ-" કોનો પત્ર કહે છે ? "

" સેલિમા બેગમનો "

સેલિમાનુ નામ સાંભળતાજ શહાજહાનના મોંઢાપર દ્વેષ અને વિરક્તિનો ભાવ સ્પષ્ટ દેખાવા લાગ્યો માથુ ધુણાવીને બોલ્યો-' ફેંકી દે તે દુષ્ટાના પત્રને હું બિલકુલ અડકનાર નથી "

જન્નતઆરાને એટલુંજ જોઇતુ હતુ ભલમનસાઇનો વધારે ડોળ કરતી તે બોલી-" આમ કરવુ ઠીક નથી નામવર ! તેણે બહુજ મોટી અભિલાષાથી પત્ર લખેલ તે આપ ન વાંચો, તો તેને કેટલું બધું ખોટું લાગશે ? હુકમ હોય તો હું વાંચી બતાવું "

બાદશાહ વધારે ક્રોધથી બોલ્યો–" કાંઇ વાંચી બતાવવાની જરૂર નથી, શું લખ્યું છે ? તેજ તું ટુંકામાં કહી બતાવ એટલે થયું "

જીનતઆરા બોલી–" મારા દૈવતો ફુટયાજ–પણ મને મુક્ત કરો–એટલું આ પત્રમાં લખ્યું છે "

જીનત ! ઓ હત્યારી જીનત ! આ તારો કેવો દ્વેષી સ્વભાવ ? અરે ! પત્રમાં એવું ક્યાં લખેલ છે ? ખરેખર, જીનત તું રાક્ષસી, પિશાચિની છે પિશાચિની !!

પ્રિય વાચક ! સ્વાર્થસાધુ જીન્નતના જાળમાં બાદશાહ લપટાયો !

બાદશાહે નાખુશીબતાવતા આંખો ઉઘાડી નેત્ર ખેંચીને તે બોલ્યો– " ઓ પાપીણી ! દુષ્ટા તું એટલું સમજે છે કેમ ? ત્યારે તો જરૂર તને મુક્ત કરવીજ પડશે યાદ રાખ હાથીના પગ તળે કચડાવીનેજ તને મુક્તિ આપવાનો છું સમજી, ઓ પિશાચિની ! "

જીનતબેગમ હાથ જોડી બોલી–" શહેનશાહ ! આપ દુનિયાના માલેક છો અને તે એક બિચારી સ્ત્રી ! અબલા ! આપના કોપને તે યોગ્ય નથી તેને છુટી કરવી જોઇએ. તે કમભાગ્યવતિનો અપરાધ મોટો તો ખરો પણ તેનો જાન લેવાથી આપની ઉજળી કીર્તિને બટ્ટો બેસશે "

જીનતઆરા મનમાં પાકું સમજતી હતી કે આવી રીતે માયાવી મીઠા શબ્દોથીજ બાદશાહને ઉત્તેજીત કરીશું એટલે આપણી કાર્યસિદ્ધિ થવાનીજ અને ખરેજ એ પાપિણીનો ઉદ્દેશ પાર પણ પડ્યો મૂર્ખ બાદશાહ કઠોર શબ્દ વડે બોલ્યો–" ઓ જીનત ! પ્યારી જીનત ! તે પાપીણીના ઉપર દયા કરવા સમર્થનો એક શબ્દ પણ હવે

ઉચ્ચારતી નહિ. આ વખતે પ્રત્યક્ષ ખુદાનુ કહેવુ પણ હુ માનીશ નહીં કહું છુ તેવોજ જવાબ લખી દે."

બાદશાહના હુકમ પ્રમાણે જીન્નતઆરા લખવા લાગી—

"ઓ પાપીણી! એ શરમ! તને લજ્જા બીલકુલ નથી કે? નિર્લજપણાથી વળી ફરી પત્ર લખે છે તે! તુ ખરેખર પિશાચિનીજ છે ક્ષમાને તુ બિલકુલ પાત્ર નથી આજથી નિર્જન કારાગ્રહમા તને રાખવામા આવશે તારા અપરાધની ક્ષમા કદી પણ થશે નહિ બીજી શુ શિક્ષા કરવી તેનો વિચાર હવે પછી કરવામા આવશે"

બાદશાહે હાથમાહેથી વીંટી કાઢી જીન્નત તરફ ફેંકી તેણે એ પત્ર નીચે એ વીંટીથી સિક્કો કર્યો

શહાજહાને કહેલા શબ્દો ઉપરાત જીન્નતઆરાએ બીજા પણ શબ્દો ઉમેર્યા હતા કે—"જો તારામા થોડી ઘણી પણ લજ્જાનો અ શ હોય, તો હવે ઝેર પીને મરીજા આવુ બાદશાહી કુટુબમા અક્ષમ્ય કલ ક વ્હોરીને જીવવાની આશા ન કરતી"

આ શબ્દો જીન્નત બેગમે કાઇ બાદશાહના હુકમથી લખ્યા ન હતા

પત્ર લઇ દાસી ચાલતી થઇ થોડાજ વખત પછી જીન્નતબેગમના કપટપૂર્ણ કાર્ય તત્પરતાનો બાદશાહની સહી મોહોરનો રૂકકો મોતી મહેલમા માહુમ સીદણના હાથમા આવ્યો સેનિમાને નિર્જન કારાગ્રહમા દાખલ કરવાનો તેમા હુકમ હતો!

દૈવ! તારી વિચિત્ર ગતિ છે!!!

---

# પુષ્પ ૫ મું.

## જીવન વિસર્જન.

સતી પતિ આજ્ઞા પ્રેમથી, પાલન કરતી હોય,
ડગે ન જગિ કર્તવ્યથી, ભ્રમવે કદિ જન કોય--૫

આશાનો પ્રભાવ બહુ વિચિત્ર છે માનવીના જીવનને આધારભૂત એવુ બધુ નષ્ટ થાય છે પણ છેવટ સુધી આશા માત્ર નષ્ટ થતી નથી સેલિમાનો માન મરતબો, ધન દોલત, દાસી લુડી, બધુયે ગયુ પણ આશાએ તેને મુકી ન હતી જરા કાંઇ ખડખડાટ થતો કે સેલિમા ઉઠી બેસતી તેને લાગ્યુ કે "છેવટ પ્રિયતમને દયા આવી પોતાપગ આવેલા જુઠા કલંકનુ જુઠાપણુ ખાવિંદની નજરે આવ્યુ તેમણે ક્ષમા કરી શહેનશાહનો વ્હેમ દૂર થયો વાહ! તેજ આવે છે ને શુ?"

કોઇપણુ આવતુ ન હતુ પણ આશા માત્ર નષ્ટ થતી નહતી

ત્રણ પહોર દિવસ ચડી ગયો તો પણ દાસી આવી નહિ એટલે ધીરે ધીરે સેલિમાની આશા નષ્ટ થવા લાગી તેનુ હૃદય શુન્યવત્ થવા લાગ્યુ અત્યાર સુધી સેલિમાયે એક ચમચો પાણી પણ પીધુ નહતું દાસીએ નિયમિત વખતે થાળી પીરસી આણી મુકી હતી તેને સેલિમા અડકી પણ નહતી, તેણે દૃઢ પ્રતિજ્ઞા કરી હતી કે- "જો ખાવિંદ આવશે નહિ તો પ્રાણ ત્યાગ કરવો"

છેવટ ઘણીવારે એકવારની દાસી આવી તેનુ મ્લાન વદન, જોઇને જ સેલિમા સઘળુ સમજી ગઇ તેણે દાસીને પૂછ્યુ— "ખાવિંદ કયા છે ?"

દાસીનો કંઠ ભરાઇ આવ્યો ! તે બોલી— "હજુ પધાર્યા નહિ "

"હે, ન આવ્યા ? ત્યારે કયારે આવવાનુ બોલ્યા ?"

દાસીએ કાઇ જવાબ ન આપતા સેલિમના હાથમા પત્ર આપ્યો સેલિમાએ કવર ઉઘાડી જોયુ તો જીનતઆરાના અક્ષર ! બધી હકીકત તુરત તેના સમજવામા આવી ગઇ અને પત્ર જોતાવાર જ તેની આખે અધારા આવી ગયા !

દુ ખ-સતાપ-અભિમાન વગેરે વિકારોથી તેનુ અત કરણ બળવા લાગ્યુ તેણે દાસીને હુકમ કર્યો કે "તુ બહાર જા હુ અહીં એકલીજ રહીશ "

આજ્ઞા પ્રમાણે દાસી બહાર ચાલી ગઇ સેલિમાએ દરવાજો બધ કરી લીધો અને પોતે કોચપર પડી ઘણીવાર સુધી તે ડુસકે ડુસકે રડતી હતી !

આ વખતે કશ્યપપુત્ર ભાનુરાજ અસ્તાચલપર જવાની તૈયારીમા હતા તે જાણે સેલિમાના દુ ખથી દુ ખિત થઇ, હિમાલયના પશ્ચિમ ભાગની પાછળ પોતાનુ મ્હો છુપાવવા પ્રયત્ન કરતા હોય નહિ શુ ? એમ જણાતુ હતુ સેલિમા સુદરી ઘણા વખત સુધી ઉઠતી-બેસતી કાઇક વિચાર કરતી હતી તેની કાન્તિ નિરાશાની છાયાથી નિસ્તેજ જણાતી હતી તોપણ દઢ પ્રતિજ્ઞાનુ ચિન્હ તેના મુખકમલ ઉપર

સ્પષ્ટ જણાતું હતું પોતાની જીંદગીનો આખરનો સંદેશો પોતાના પ્રાણેશ્વરને જણાવવા કલમ ખડીયો લેઇ સેલિમા પત્ર લખવા બેઠી.

" પ્રિય પ્રાણનાથ !

આપ આખી આલમના ન્યાય કરનારા, આપની આજ્ઞા પ્રમાણે ઝેર પીને હું દેહ ત્યાગ કરૂં છુ આપની આજ્ઞા હુ અક્ષરશ. પાળુ છુ પણ જીન્નતબેગમના કાવત્રાનો ભોગ થઇ પડવાથી, મારી જે શોચનીય સ્થિતિ થનાર છે, તેની કલ્પના અંત.કરણમા આવતા હૃદય ચિરાઇ જાય છે ! પણ નાથ ! આપ મારી પાસે ઉભા રહીને આપના પવિત્ર હાથથી જ જો મને ઝેરનો પ્યાલો પાયો હત, તો કેવી શાન્તિ ? કેવા આનદથી, આપના વદનચદ્ર તરફ ચકોરી માફક નજર રાખીને ઝેર પીને પ્રાણ ત્યાગ કરત ! તે દેખાઇ આવ્યુ હત પણ હવે શુ ઉપયોગ ?

પરમાત્માના પવિત્ર ચરણોનુ સ્મરણ કરીને આપને જણાવુ છુ, કે હુ તદ્દન નિર્દોષ છુ આપ આખા હિંદુસ્તાનના બાદશાહ ! ન્યાય કરતા છો પણ આ ગરીબ દાસીની બાબતમા તો આપના હાથથી અન્યાયજ થયો છે ! એ હુ નમ્રતા સાથે ખાત્રી પૂર્વક જણાવુ છુ આખી દીન દુનિયાનો આધાર જેના ન્યાય ઉપર છે, તેની હજુરમા તો મારો ખરો ન્યાય તોળાશે એવી મારી ખાત્રી છે

જીવનના આધાર ! જહાપનાહ ! આ દેહ તો અતિ તુચ્છ છે લગ્ન થયા ત્યારથી તે આપની જ સેવામા સમર્પણ થએલો છે તે આપના કાર્યમા નિરૂપયોગી બને ત્યારે રાખીને પણ શુ કરવો છે ? અને એટલા માટેજ આપના હુકમ પ્રમાણે તેનો આજે હું નાશ કરૂં છુ !

મરતા પહેલા જો એકવાર આપનુ પવિત્ર દર્શન આ દિન

દાસીને થયુ હોત, તો જગતમા હેનુ એક અનુપમ સૌખ્ય મને મળેલું હુ માનત, પણ તે આશા પૂરી પડવાનું આ હિણભાગીનીના નસીએ લખાયેલ જ નહિ ! મારા મનમાની એક પણ આશા હવે પૂર્ણ થવાનીજ નહિ મારા દુર્દૈવે જેમ મને ઘેરી લીધી, તેમ આજની રાત્રિયે નીલમેઘ જો તે સુધાશુને ન ઘેરી લે, તો આજ ગત્રે કેવી રૂપેરી ચાદની ખીલશે? એવી સુદર ચાદનીમા શીતલ ચદ્ર-કિરણોની સોડ ઓઢીને આનદથી પ્રાણુ ત્યાગત્રા, એવો મારો ઘણા દિવસથી વિચાર હતો પણ તે હવે શી રીતે પૂર્ણ થાય? ત્રટિનીનુ સુદર ગાન સાભળતા પ્રાણુ મુક્ત થવાથી મને અપ્રતિમ સુખ થાત, પણ હવે ત્રટિનીપર વર્ષાવ થતા, આપના અકપર મસ્તક મુકી પ્રાણુ છોડવાનુ કયાથી મને?

હવે આ દુર્દૈવિની એકજ વિનતિ આપની પાસે કરે છે, અને તે મરજીમા આવે તો માન્ય કરશો મારા મહેલની ઉત્તર બાજુની બારીમાથી જે સરિતા વહેતી દેખાય છે, તેના તીર ઉપર ચદ્રોદય વખતે મારૂ દફ્ન કરવાનો હુકમ આપશો અને ત્યા કોઇ દિવસ પણ, સિપાઇ કે પેહરો રાખીને, મારી નિર્જન એકાન્ત વિશ્રાતિ સૌખ્યનો નાશ કરશો નહિ

પ્રાણુનાથ ! આપની અર્ધાગનાનુ માન મને આપે આપ્યુ ત્યારથી આજસુધી આપે મારા અનેક કોડ પૂરણ કરી, આજ દિવસ સુધી ઘણુજ સુખ આપ્યુ છે, તે આપના ઉપકારો ભવેભવે હૂ આપનુ દાસત્વ કરૂ તોપણ પૂરા થનાર નથી આ અભાગિનીની સ્મૃતિ આપ વિસરશો-અને વિસરો એજ ઉત્તમ ! પણ કોઇકવાર જો યાદ આવે, તો સ્વર્ગમા આપના ચરણુ નિરખતી બેઠેલ આ દાસીને ત્યા અનુપમ સતોષ થશે

છેવટ પરમકૃપાળુ પરમાત્મા આપને હમેશ માટે આનદમા રાખે, એવી તે કિરતાર પાસે અનન્ય ભ.વથી પ્રાર્થના કરી આપની આખરની રજા લઉં છુ

આપને એક વખતે અત્યત પ્રીય એવી—પણ અત્યારે કાળના મોઢામા ગ્રસિત થએલી રક સેલિમા."

આ પત્ર લખાઇ રહ્યા પછી તે એક પાકીટમા બીડી, તેના પર પોતાની મહોર કરી ઉપર બાદશાહનુ શિરોનામુ કરી, તે એક સુવર્ણપાત્રમા સુગધી પુષ્પ રાશી ઉપર મુકયો અને તે સુવર્ણપાત્ર એવા સ્થળે રાખ્યુ કે બીજા કોઇની સહજ રીતે પણ નજરે પડે

સેલિમાની આગળીમા એક બહુમૂલ્ય હીરાની વીંટી હતી એક વખતે પ્રેમની નિશાની તરીકે શાહાજહાને તે સેલિમાને આપી હતી તે વીંટી ઉપરની ચકચકતી હીરાકણી તરફ સેલિમા સજલ નેત્રથી જોઇને કિચિત્ હસી આ વખતે તેના મનમા જુદા જુદા પરસ્પર વિરોધી વિચારોનુ તુમુલ યુદ્ધ ચાલી રહ્યુ હતું અકસ્માત તેનુ ચિતાક્રાત મલિન તેજહિન મુખ સહેજ ઉર્જ્વલ થયુ તેના ઉર્જ્વલ મુખ પ્રદેશ ઉપર તેની રૂપ જ્યોતિ ફરી ચમકવા લાગી ગએલી પ્રફુલ્લતા પાછી પૂર્વ સ્થિતિમા આવી વીંટીપરની હીરાકણી તરફ જોતી તે બોલી—"હે અમૂલ્ય રત્ન ! મારા હૃદયમા પ્રવેશીને મારામા કેટલી નિષ્કલકતા છે ? તે તારા પ્રકાશથી મારા પ્રિય પ્રાણેશને અને જગતને જણાઇ આવે તેમ કર "

સેલિમા દૃઢ નિશ્ચયવાળી હતી જુદા જુદા વિચારોથી તેના મનને ભ્રમતિ થઇ, તોપણ પતિઆજ્ઞા પ્રમાણે પ્રાણ ત્યાગવાનો

વિચાર તેણે મક્કમ રાખ્યો પ્રેમનો લોપ થયો. આશા નષ્ટ થઇ જીવનનો આધાર તુટી પડ્યો હવે આ અસાર જગતમા રહીને શુ કરવુ છે? એમ તેણે નિશ્ચય કર્યો છેવટે દઢ વિચાર કરીને વીંટીમાની હીરાકણી સેલિમા ચુસી ગઇ તે ગળતા પહેલા આકાશ તરફ દષ્ટિ કરી હાથ જોડયા અશ્રુપૂર્ણ નયનથી, દુઃખ હૃદયથી, રૂંધાયેલ કંઠથી

સેલિમા બોલી–"હે દયાળુ પ્રભુ! હુ તો હવે ચાલી મારી નિષ્કલંકતા માટે હવે તુંજ એક સાક્ષીરૂપ છે હવે તારા ચરણો પાસે તો આ રંક દાસીને ઠેકાણુ મળશે ને? તારા આ આટલા બધા પ્રચંડ જગતમા જ્યારે મારા સરખી ક્ષુદ્ર સ્ત્રીને સ્થાન ન મળે, ત્યારે બીજે ક્યા મળે? તું દીનોદ્ધારક છે મારી પાછળ પણ મારા પ્રાણેશ્વરની મારા શુદ્ધ વર્તન માટે ખાત્રી થાય તોયે હુ બસ માનીશ તારાપર જો મારી દઢ શ્રદ્ધા હોય, આ અભાગિનીની જો તને લાજ આવતી હોય, તો મરણ પહેલા એક વાર મારા પ્રિય પ્રાણેશના દર્શન થાય એમ કર"

ઉપરોક્ત પરમેશ્વરની અનન્યભાવથી પ્રાર્થના કરીને સેલિમા તે હીરાકણી ગળી ગઇ, અથવા તો તે ગળવા સાથે જગત માહેનો એક નિ:સીમ રૂપ સૌન્દર્યનો અપ્રતિમ ગુણ સચયતાનો અને પવિત્રતાનો ઉજ્જ્વલ દીપ જ ઓલવી નાખ્યો, એમ કહેવુ અતિશયોક્તીવાળુ નથી હીરાકણી પેટમા ઉતરતા બરાબર તેના ઝેરથી કરાલ મૃત્યુએ સેલિમાને પોતના પંઝામા લેવા માડી તેને અપાર વેદનાઓ થવા લાગી શરીર કંપવા લાગ્યુ નેત્ર ઉંડા ગયા માથુ ભમવા લાગ્યુ સેલિમા પોતાના શુભ્ર શૈયા ઉપર વિકળ થઇ પડી! કંઠ ભરાઇ આવતા ન બોલી–' મહારાણ! તમે મારાપર પ્રેમ રાખતા હતા, મારી પણ

આપના પર અત્યંત પ્રીતિ હતી પણ એ પ્રેમ કેવળ બહેનભાઇનો હતો એમ હું માનતી હતી પણ તે પ્રેમનું આવી રીતે અનિષ્ટ રૂપાન્તર થયું હશે તે હું જાણતી ન હતી પ્રાણેશ્વર ! જહાંપનાહ ? આ દાસીને ક્ષમા કરશો આપના મનને આટલો ક્ષોભ આપવા અજાણતા ભલેને તોપણ હું કારણીભૂત થઇ, પણ મારો શો ઉપાય ? આત્મહત્યા કરવી એ મોટું પાપ છે, એમ લોકો કહે છે પણ તે પાપ મને બીલકુલ લાગનાર નથી સ્ત્રીને પતિ એ ગુરૂના ઠેકાણે છે ના પ્રત્યક્ષ તે તેનો ઇશ્વરજ ત્યારે પ્રાણેશની જ આજ્ઞાથી હું આત્મહત્યા કરૂં, પછી મને પાપનો સ્પર્શ સરખો પણ ક્યાથીજ થાય ! પણ ઉલટી હું સ્વર્ગમા જઇશ "

સેલિમાયે ઘણાજ કષ્ટેથી આખો મીચી

થોડો વખત ગયો નહિ ત્યા શુ આશ્ચર્ય ! શહાજહાન પોતે તે મહેલમા આવ્યો દીવા પ્રજવલિત છે સેલિમા શૈય્યા ઉપર વિકળ થઇ પડી છે શહાજહાન ઉતાવળે પગલે શૈય્યા પાસે ગયો તેના તરફ જુએ છે, તો તે ત્યાજ ભીતિથી થરથરવા લાગ્યો મૃત્યુની ભયાનક છાયાથી સેલિમા કાળી ડણક પડી હતી ! મોઢું ફિક્કુ જણાતુ હતુ ! લાલ હોઠ પણ સુકા જણાતા હતા બાદશાહના હૃદયમા એક જબરો આઘાત થયો ! વ્યાકુળ સ્વરથી કરૂણાયુક્ત વાણીથી તેણે સાદ કર્યો– ' અય ! બીબીજાન ! મેરી પ્યારી સેલિમા ! "

સેલિમાનો અધરોષ્ટ જરા ફરકયો શ્વાસ મંદ–અનિમંદ ચાલતો હતો ઘણાજ પરિશ્રમથી તેણે નેત્ર હળવે હળવે જરા ઉઘાડયા બાદશાહને થોડી હિંમત આવી હૃદય ભરાઇ આવતા ફરી તેણે પૂછયુ –" સેલિમા ! પ્યારી ! શુ થાય છે ? "

સેલિમાના નેત્ર થોડા વધારે ઉઘડયા તેણે પોતાની કરૂણાજનક ક્ષીણ થતી દૃષ્ટિ પ્રિય પતિના મુખારવિંદ તરફ બરાબર ચોટાડી, સેલિમાને હવે પદાર્થનુ બરાબર ધ્યાન પડીને ભાન થતુ ન હતુ

બાદશાહે ફરી પૂછયુ–"વ્હાલી સેલિમા! શા માટે આ સર્વસ્વ નાશ કરી લીધો?"

સેલિમા અર્ધસ્ફુટ શબ્દથી અચકાતા અચકાતા બોલી–"કોણુ? મારા વ્હાલા હૃદયેશ્વર! છેવટે આપ પધાર્યા? આ દાસીપર દયા આવી? આપની આજ્ઞા મે પ્રતિપાલન કરી છે મે હીરાકણી ગળી છે"

શહાજહાનને આ વાત પ્રથમથીજ જણાઇ હતી ત હવ તદ્દન હતાશ થયા એકાદ ગાડા માનવી સરખી તેની સ્થિતી થઇ! શુ કરવુ એ તેને સુઝતુ ન હતુ હિંમત હરાઇ જતા તે ત્યાંજ નીચે બેસી ગયો

સેલિમાના મોઢેથી ઉપરના શબ્દો સાભળી શહાજહાન દેહભાન ભુલી ગયો સઘળી બેગમોમા સેલિમા બેગમ જ તેની પ્રિય પ્રાણથી પણ અધિક વ્હાલી બેગમ હતી મહેલના દરવાજા પાસેજ એક દાસી પહેરો ભરતી હતી તેને મોટેથી બુમ મારી બાદશાહે કહ્યુ– જા–જા જલદી હકીમને બોલાવી લાવ"

સેલિમાની શ્રવણ શક્તિ ક્ષીણ થતી ચાલી હતી તોપણ બાદશાહના એ શબ્દો તે સાભળી શકી શહાજહાનને ઉદ્દેશીને તે બોલી "નાથ' હકીમ આવીને હવે શુ કરવાનો હતો? મે હીરાકણી ગળી છે અતિશય વેદનાઓ થાય છે હવે બચાવવાનુ પરમાત્મા સિવાય કોઇના હાથમા નથી"

બાદશાહ સેલિમાના બિછાનાપર જઇ બેઠો ભયંકર નિરાશાથી તેનું અંતઃકરણ સળગી ઉઠ્યું હતું સેલિમાનું માથું તેણે પોતાના ખોળામાં લીધું હૃદય માહેનો ઉદ્વેગ દાબી ન શકવાથી શહાજહાન ડુસકે ડુસકે રડવા લાગ્યો તે સેલિમાના જોવામાં આવતા તે પ્રેમાળ સ્વરે બોલી–"છટ્ છટ્ ! નાથ ! આપના સરખા વીરપુરૂષને આ ય કશ્ચિત દાસી માટે અશ્રુપાત કરવો એ શું ઉચિત છે ?"

સેલિમાના આ શબ્દો સાંભળીને તો બાદશાહનું હૃદય વધારેજ ભરાઇ આવ્યું રડતા રડતા તે બોલ્યો–"સેલિમ ! આ કોણે કર્યું ભલા ?"

સેલિમા ક્ષીણ સ્વરે બોલી–"ખાવિંદ ! આ પહેલા માત્ર બેજ ઘડી જો આપ અત્રે પધાર્યા હોત, તો હું જરૂર મરત નહિ હવે તે શા કામનું ?"

સેલિમાના આ શબ્દોથી શહાજહાનનું પ્રેમાળ અંતઃકરણ પિગળી ગયું ! તેણે પ્રેમાતિશયથી સેલિમાને આલિંગન આપ્યું રૂંધાયેલા કંઠથી તે બોલ્યો–"વ્હાલી સેલિમા ! હું પાપી–સ્ત્રીઘાતકી છું ! હું દુષ્ટ તારા નિર્મળ પ્રેમને બિલકુલ યોગ્ય નથી કેમકે તું સ્વર્ગની પરી છે પણ આજ સુધી હું તને ઓળખી શક્યો નહિ હાય, હાય ! પણ હવે તું મને છોડી ચાલી હે ? સેલિમા ! મારી પ્રાણધાર સેલિમા ! મને માફ કર આ હતભાગ્ય સાથે એકાદો તો શબ્દ બોલ—"

એ પ્રેમાળ દંપતિના તે વખતના શોક વિહ્વળ સ્થિતિનું યથાર્થ બ્યાન ચીતરવા કોણ શક્તિમાન છે ? સેલિમાના ઉંડા ગએલ ગાલપરથી આનંદાશ્રુ–પ્રેમાશ્રુ વહ્યા કરતાં હતાં કંઠ ભરાઇ આવ્યો

હતો જીવનશક્તિ ધીરે ધીરે નષ્ટ થતી ચાલી હતી દુ ખ-કષ્ટ-નિરાશા ભગ્નહૃદય-ઉપેક્ષા-અનાદર-અપમાન એ દુનિયાની સર્વ સ્થિતિ! અહીંની અહીંજ રહીને મૃત્યુ પહેલા સેલિમાને પરમ શાન્તિ પ્રાપ્ત થઇ હતી હવે બાદશાહના તે રૂદ ન કરથી કે તેની કરૂણાજનક સ્થિતિથી અંતિમ શાન્તિનો ભગ થઇ શકયો નહિ

બાદશાહ ફરી ગાડા માફક એકદમ ઉભો થયો અને બગાડા પાડતો બોલ્યો-“ હકીમ-હકીમ! કોઇપણ હકીમને જલદી બોલાવી લાવો ”

પણ હકીમ આવે ત્યા સુધી વખત કયા હતો? સેલિમાની જીવનજ્યોતિ ઠરી ગઇ! ચોતરફ શૂન્યતા અને શોક છવાઇ ગયા!

શહાજહાનના શોકને હવે સીમા ન હતી તે દૃઢ વૃત્તિવાળો અતુલ શક્તિસપન્ન ભારતેશ્વર આ વખતે સેલિમાના મૃતદેહને વળગાળાઇને એકાદ ન્હાનકડા બચ્ચા પ્રમાણે મોટેથી રડવા લાગ્યો તેનો ઉષ્ણજળપ્રવાહ સેલિમાના નિશ્ચલ, નિષ્પદ હીમશીતલ દેહપર પડવા લાગ્યો!

સેલિમાનો પ્રેમ-આત્મા અક્ષય શાન્તિના દરબારમા દાખલ થયો!!!

## પુષ્પ ૬ ઠું.



### હૃદય શોધન



પરવશ પ્રાણીને કદી, ન્હોય પ્રથમથી જ્ઞાન,
વસ્તુ ગુમાવ્યા પાછળી, સમજે પછિ સૌ સાન ૬

માહુમે મહારૂણુને ભોયતળીયાની અધારી કોટડીમા ફેંક્યા બરાબર, તેની નીચથી ભોય ધમધમવા લાગી. હળવે હળવે તે મહારૂણુ સાથે નીચે બેસવા લાગી પોતાના પાપી દેહનો ભાગ સહન કરવાને કૃપાળુ ભૂમાતા પણ સમત નથી એવુ મહારૂણુને લાગ્યુ પ્રાએ કરેલી પાકી જમીન નીચે ધરબાવા લાગી એ જોઇ તે સકટ વેળાયે પણ તેને આશ્ચર્ય લગ્યા વિના રહ્યુ નહિ એકદમ કડકડ શબ્દ કરતી ભોયતળની તે જમીનના દુભાગ થઇને નોખા પડેલા બન્ને ભાગ નીચે નમીને સ્થિર થયા કુદરતથી વળી પાતાળ તરફ ગએલ આ નવા કારાગ્રહમા મહારૂણુ જઇ પડયો અને તે સાથે તેના મસ્તકમા મોટો આઘાત થવાથી તે બેશુદ્ધ થઇ પડયો

કાઇક શુદ્ધિપર આવ્યા પછી તેને જણાઇ આવ્યુ કે, ચોતરફ અતિશય ભીષણુ અધકાર છે ઉપર—નીચે કાઇજ જણાતુ નથી આ રાત્રિ છે કે દિવસ એ જાણવાને ત્યા કાઇજ રસ્તો નહતો મહારૂણે પોતાના હાથથી ચોમેર તપાસી જોયુ તો નીચે જમીન પાકી કાળા પાણાની જણાઇ એટલે તે ત્યાથી તેમનેતેમ બેઠો બેઠો, પડેલી જગાએથી થોડો દૂર ગયો જતા જતા ચોતરફ તપાસતો જતો હતો એક સ્થળે દિવાલનો હેઠળનો ભાગ તેના હાથ અવ્યો. ઉઠીને ઉભો રહ્યા પછી હસ્ત સ્પર્શથી તેને જણાઇ આવ્યુ કે તે દિવાલ માણસોની ચણેલી હતી તે ભીતના આધારે મહારૂણુ આમતેમ ફરવા લાગ્યો જ્યા ત્યા તે દિવાલ સરખીજ હતી માત્ર એક ઠેકાણે પાણાને બદલે લોઢુ તેના હાથને લાગ્યુ. સ્પર્શ થવા બરાબર તેણે

અનુમાન કર્યું કે આ મૃત્યુગૃહનું દ્વાર હોવું જોઇએ તે બહારથી બરાબર ખબરદારીથી બંધ કરવામા આવ્યુ હતુ

હતભાગી મહારૂણ છેવટે હતાશ થઇને નીચે બેસી ગયો પરંતુ તેનાથી બેસી રહેવાયુ નહિ ફરી ઉઠી ભીંતને આધારે આમતેમ ફરવા લાગ્યો થાકી જવાથી ફરી નીચે બેઠો આ સ્થિતિ તેને અસહ્ય ભાસવા લાગી કરૂણ સ્વરથી તે ઉંચે સ્વરે બૂમ પાડી બોલ્યો– “ આ પ્રમાણે મને અહીં રાખશો નહિ કૃપા કરો તરવારના એક ઝટકાથી મને મારી નાખો ઉપકાર થશે ! ”

તે હતભાગી બંદીવનના શબ્દોનો તે યમપુરી પ્રમાણે દેખાતા ભયંકર અંધકારમય કારાગૃહમા ગંભીર પ્રતિધ્વનિ થયો તે સાંભળી મહારૂણ પોતેજ ગભરાયો અને બેઠો હતો તે ઉઠી એકદમ ઉભો થયો કોઇ ઉન્માદી માણસની પેઠે ભીંત ઉપર પોતાની વજ્ર મુષ્ટિનો પ્રહાર કીધો તે કઠીણ પથ્થરની દિવાલપર એ મુક્કાનો કાંઇજ ઉપયોગ કે પરિણામ થયુ નહિ ઉલટી મહારૂણના જ હાથને ભયંકર વ્યથા થઇ

છેવટે કંટાળી જઇ, મહારૂણ નિદ્રાદેવીની આરાધના કરવા લાગ્યો પોતાની માનસિક યાતનાઓ કેટલાક વખત સુધી શમાવવાનુ માત્ર એક નિદ્રામાજ સામર્થ્ય છે, એમ વિચારી તે નિદ્રા આવે એવો પ્રયત્ન કરવા લાગ્યો ઘણો વખત સુધી તે આમતેમ ડાબે જમણે પડખે ફરી ફરીને થાકયો પરંતુ નિદ્રા આવવા સારૂ જેમ જેમ તેણે પ્રયત્ન કર્યા, તેમ તેમ એકાદ લજ્જાવતી નવવધૂ પ્રમાણે નિદ્રાદેવીએ દૂર દૂરજ નાસવા માંડયુ બંદીવાન અસ્વસ્થ સ્થિતિ ભોગવવા લાગ્યો '

નિદ્રા એ સ્વર્ગની પરી છે તે શા માટે આવા દુ ખમા અને કારાગૃહ સરખા ભયકર સ્થળે આવે ? ઘણા વખત પછી મહારૂણે આખ ઉઘાડી જોયુ તો તે ઓરડીમાનો ભીષણ અધકાર એક સ્થગે થોડો ઓછો થયોછે, એમ તેના જોવામા આવ્યુ. આથી તેને લાગ્યુ કે પોતાની દૃષ્ટિને ભ્રમ થયો હોવો જોઇએ નહિતર આવા ભયાનક અધકારમા આવો પ્રકાશનો પ્રવેશ હોયજ કયાથી ? એટલે તેણે પોતાની આખો જોરથી મીંચી લીધી થોડા વખત પછી તેણે ફરી આખો ઉઘાડી, એટલે તે પોતાની દૃષ્ટિનો ભ્રમ નથી એમ તેને જણાઇ આવ્યુ ઉપરની બાજુએ એક ઝીણુ છીદ્ર દેખાતુ હતુ અધકાર ઉપર તેનો વિશેષ પરિણામ થએલ જોવામા આવતો જણાતો નહતો, પણ ઉલટુ તે કીરણોથી અંધકારનું ભયાનક સ્વરૂપ વિશેષ વ્યક્ત થતુ હતુ મહારૂણને માલમ પડયુ કે હવે રાત્રિ વીતી ગઇ અને પ્રભાત થયુ છે

વખત જવા લગ્યો તેમ તેમ ઉપરથી આવનારો પ્રકાશ હળવે હળવે ઉર્જ્વલ દેખાવા લાગ્યો તે એટલે સુધી વધ્યો કે મહારૂણને પોતાના અવયવો સર્વ દેખાવા લાગ્યા તે પ્રકાશવડે મહારૂણને કિચિત શાતિ મળી પરતુ તે શાન્તતા વધારે વખત ટકી નહિ જ્યા સુધી ઘોર અધકાર હતો, ત્યા સુધી મહારૂણ કોઇપણ પ્રકારના વિચારમા નિમગ્ન થયો હતો પરતુ હવે તો તેને પોતાનુ આતરસ્વરૂપ દેખાવા લાગ્યુ જેથી તેને ભયકર ચિતા પ્રાપ્ત થઇ- સર્વકાલ ચિતા-પોતાના ભવિતવ્ય માટે ચિતા ! ! પણ હવે ચિતા કરીને શુ વળે તેમ હતુ ? "ભુખ અને તરસ લાગવાથી તરફડી

તરફડીને તેના પ્રાણ જવા જોઇએ, એજ હુ તેને શિક્ષા આપું છુ " આ બાદશાહના મોઢાના શબ્દો તેણે કાને કાન સાભળ્યા હતા હવે બહુ તો બે કે ચાર દિવસમા તેના આયુષ્યની સાથેજ તેની ચિતને અત આવવાને!

તે સત્રળો દહાડો મહારૂણે ચિતામા વિતાડ્યો સેલિમા માટે ચિતા અને પોતાના મૃત્યુની ફીકર! બીજી પળે પાછી પોતાના મૃત્યુ માટે ચિતા અને નિર્દોષ સેલિમાના જીવન માટે ચિતા!! ઉપરા ઉપરી અનેક તર્ક વિતર્કોથી મહારૂણનુ મસ્તક ભમવા લાગ્યુ અને સન્ધ્યાકાળ થતા તો તે સેલિમાની અને પોતાની ચિતામા ને ચિતામા તદ્દન ભ્રમિષ્ટ—ગાડો બની ગયો કેમકે એ બન્ને ચિતાઓ એકત્ર થઇ તેણે તેના મગજ ઉપર પોતાનુ બરાબર સામ્રાજ્ય ચલાવ્યુ હતું!

ફરી અધકાર ભાસવા લાગ્યો ઉપરના છીદ્રમાથી આવનારા પ્રકાશ કીરણ સાવ બધ થઇ ગયા તે દારૂણ અધકારને કૃષ્ણકજ્જલ-સમુદ્રની ઉપમા પણ કમી હતી! મહારૂણ કેટલોક વખત તે છીદ્ર તરફ એક સરખો એકીટશે જોતો હતો જેમકે આખો દિવસ પોતાની સગતિમા પ્રિયમિત્રની તે વિદાયગિરી લેતો હોય!

વધતા વધતા અધકાર એટલો બધો વધી ગયો કે તેનુ વર્ણન કરવું અશકય છે બહાર અધકાર અને મહારૂણના હૃદયમા પણ અધકાર!! છેવટે તે અભાગી મહારૂણના કલેશની સીમા વધેલી જોઇને નિદ્રાદેવીને દયા આવી તેની અપાર વેદનાએની શાતિ કરવા માટે તે દોડતી દોડતી આવી પોતાના કોમલ કરથી તેણે મહારૂણની આખો મીચી દીધી નિદ્રાદેવીની કૃપાથી મહારૂણ પ્રકાશ અને અધકારને ભુલી ગયો, પોતાનુ શોચનીય અસ્તિત્વ ભુલી ગયો,

અને એક જુદાજ સ્વપ્નમય પ્રદેશમા ભ્રમણ કરવા લાગ્યો તેને અદ્‌ભુત સ્વપ્નાભાસ થયો કે અહુજ પ્રકાશ છવાયો છે વીણા-બીન-મુરલી આદિ મજુલ વાદ્યો મધુર સ્વરથી વાગે છે ! પાએજ પરમાત્માનુ સ્વર્ગીય ધામ છે, ત્યાથી આલ્હાદકારક મનને મેહ પમાડે એવી સુગધિત શીતલ વાયુ લહરી ચોમેર મદ મદ ગતિએ વહે છે ! આસપાસ અત્યત સુવાસિક પ્રસ્ફુટિત શુભ્ર પુષ્પનો બાગ છે ! બગીચા માહેના સુવર્ણમય દેખાતા વૃક્ષોપર કરોડો સુદર સુંદર વિવિધ રગના પક્ષી મધુર કલરવ કરે છે અને પુષ્પના સુગધથી ધમધમી રહેલા વાતાવરણમા, વચમા વચમા સ્વર્ગીય પવનની સુવાસિક વાયુલહરીયો સાથે ઉડે છે ! સર્વ સ્થળે આજે રૂપેરી ચાદની ખીલી રહી છે અને તેમા અતુલ લાવણ્યમયી અપ્સરાઓના ટોળે ટોળા ફરે છે આ પ્રમાણે સુખકર સ્વપ્ન જોતા જોતા એકદમ મહારૂણની નિદ્રા ભગ પામી જાગી ઉઠીને તેણે જોયુ તો પોતાના શરીરપર કોઇ હળવે હળવે હાથ ફેરવે છે, એમ તેને જણાયુ તીણા અવાજે મહારૂણે પૂછ્યુ-“ આપ કોણ ? કોઇ સ્વર્ગના દેવ છો કે ? ”

‘ ના હુ દેવ નથી મનુષ્યજ છુ ”

“ મનુષ્ય ? અહીં શા માટે આવ્યા છો ત્યારે ? ”

“ હુ પ્રભુએ મોકલેલો માણસ છુ મારી ગતિ સર્વત્ર અવ્યાહત છે ”

“ પણ આપ અહીં શા માટે આવ્યા છો ? શુ મારાપર કાંઈ ઉપકાર કરવા માટે ? ”

“હા તારા ઉપર ઉપકાર કરવા માટેજ હુ અહીં આવ્યો છુ

તારે હવે આ લોકમા કેટલા દિવસ રહેવાનું છે? તેની કાઇ તને ખબર છે?"

મહારૂણ દીર્ઘ નિશ્વાસ મુકી બોલ્યો-" હા ખબર છે બહુ તો એ કે ત્રણ દિવસ? કેમકે અન્નપાણી વિના મરવાની મને શિક્ષા થઇ છે"

"તારો પરલોકપર વિશ્વાસ છે કે?"

"હા"

'તે કુરાન વાચ્યુ છે કે? કુરાન ઉપર તારો વિશ્વાસ છે?"

"હા કુરાન એટલે પ્રત્યક્ષ ઇશ્વરના હુકમના શબ્દો એવો મારો પાકો તે પર વિશ્વાસ છે"

"પરલોકના પ્રવાસ માટે તે કાઇ તૈયારી કરી છે? રાજદડ પ્રાપ્ત થએલ મનુષ્યને સ્વર્ગમા સદ્દગતિ મળતી નથી એ તને ખબર હશેજ તને એ સદ્દગતિ પ્રાપ્તકરાવવા અપાવવા ખાતર આજ હુ અહીં આવ્યો છુ"

"આપ કોઇ સત્પુરૂષ છો ત્યારે! આપના મારા ઉપર અનત ઉપકારો થયા હવે મારે શુ કરવુ તે કૃપા કરી કહો" આમ બોલી મહારૂણ તે પુરૂષના પગે પડવા માટે ફાફા મારવા લાગ્યો

ફકીર દૂર ઉભો રહીનેજ બોલ્યો-" બેટા મહારૂણ! ડરીશ નહિ હું ફકીર છુ મહમુદનો બદો છુ તને સદ્દગતિ મળવાનો મને એકજ માર્ગ દેખાય છે તારા આયુષ્યમા તે જે જે પાપ કર્યા હશે, તે જો તું મારી પાસે કબુલ કરશે, તો તે પાપોના પ્રાયશ્ચિત્ત આપી, હું તને પાવન કરીશ અને આમ થશે એટલે રાજદડ થયો હોય તો પણ તને મરણ પછી નિસશય સદ્દગતિની પ્રાપ્તિ થશે,

નહિતર મને લાગે છે કે હું બાદશાહને કહી તારી કારાગ્રહમાથી મુકતતા કરૂં ”

મહારૂણે સભારી સભારીને પોતાના ન્હાના મ્હોટા સર્વ પાપો ફકીરને કહી સભળાવ્યા, ફકીર નિસ્તબ્ધ થઇ સઘળુ સાભળતો હતો. તેને જે ખાસ સાભળવુ હતુ તેતો મહારૂણના મોઢેથી નીકળ્યુજ નહિ તેથી ગભીર સ્વરથી ફકીરે તેને પૂછ્યુ– “ તે કોઇ દિવસ પરસ્ત્રી હરણ કર્યું છે કે ? ”

મહારૂણ હીંમતથી બોલ્યો “ નહિજ આખા જન્મમા એ અઘોર પાપકર્મ મારા હાથથી થયુ નથી ”

કપટ વેશધારી ફકીર તે સાભળી ઘણા વખત સુધી વિચાર કરતો હતો પછી તેણે પૂછ્યુ– ‘ ત્યારે કોઇ દિવસ તુ કોઇપણ સ્ત્રી ઉપર પ્રેમાસક્ત પણ થયો નથી ? ”

‘ મહારાજ ! આપ સાધુપુરૂષ ! સર્વાંતર્યામિ–આપને કહેવામા મને કાઇ હરકત નથી એક સ્ત્રી ઊપર હુ પ્રેમાસક્ત થયો હતો પરતુ જ્યારે મારૂં મન તેનાપર હતુ ત્યારે તે પરસ્ત્રી નહતી હવે તે પર સ્ત્રી થઇ છે ! ”

“ તારાપર તે સ્ત્રીનો પ્રેમ હતો ખરો કે ? ”

“ મારાપર ન્હાનપણમા તેનો પ્રેમ હતો ફૂલઝાડની એક ડાળ ઉપર જેમ બે પુષ્પો એક બીજાને આલિગીને રહે છે, તે પ્રમાણે સંસારની બાલ્યરૂપ શાખા ઉપર અમે બન્ને હતા પરતુ મારી સાથે તેનો વિવાહ ન થયો તેનો વિવાહ થયા પછી– તે પરસ્ત્રી થયા પછી–હું તેને ભુલી શકયો નહિ ! તેનુ સૌદર્ય મારા

માનસ ચક્ષુ આગળથી ખસ્યુ નહિ અને તેની આશા પણ છુટી નહિ ! વળી તે જ્યા હતી ત્યા પણ મારો પ્રવેશ થવો અસંભવિત હતો, પરંતુ મોટા કૌશલ્યથી અને કપટ વેશથી હુ તેની પાસે જઇને રહ્યો પરંતુ હુ કોણ તેની તેને ખબર પડી નહિ તેના મનની મે પરીક્ષા કરી મારાપર તેના વિશુદ્ધ પ્રેમ શિવાય અન્ય કોઇપણ જાતનો પાશવી પ્રેમ હતો નહિ "

' ઠીક તે કુભાવે કોઇ દિવસ તેના અંગને સ્પર્શ કર્યો છે ? "

" સાંઇજી ! આપ સર્વજ્ઞ છો તેનો મે અંગ સ્પર્શ કર્યો છે તો ખરો પણ તે કુભાવે કે સુભાવે એ મારા મનનેજ સમજાતું નથી આપજ તેનો નિર્ણય કરો બાકી મોહ પરવશ થઇ મે તેનુ એકવાર ચુંબન કર્યું છે તે રમણીય રાત્રિ હતી અજવાળુ સકેત દેખાતું હતુ તે વખતે તેની અત્યત મનોહર મૂર્ત જોઇ, મારી મનોવાસનાને હુ અટકાવી શકયો નહિ જ્યા અતિ સુંદરતા જોઇ મન લોભાય છે, ત્યા પછી અપવિત્રતા હોતી નથી **તન્મયતા અપવિત્રતાને ઢાકી દે છે.** આ સર્વ વૃત્તાત પરમાત્મા પોતે જાણે છે અને હુ જાણુ છુ બાકી તે તો બિચારી તે વખતે બેશુદ્ધ હતી તેને પણ આ વિષે કાઇ માહેતી નથી "

આ હકીકત સાભળી તે અપરીચિત પુરૂષ ઉઠીને ઉભો થયો અને મહારૂણનો હાથ પકડી બોલ્યો- " બેટા મહારૂણ ! બીહીતો નહી રાજશિક્ષા પ્રમાણે તને મૃત્યુ આવશેજ તોપણ તને સદ્‌ગતિ મળશે એ હુ તને ખાત્રીથી કહુ છુ મારા પર વિશ્વાસ રાખ ફકીરોના આશીર્વાદ કોઇ દિવસ મિથ્યા થતા નથી તારી મુક્તિનો પ્રયત્ન હુ એકવાર કરી જોઇશ. '

આટલુ બોલી તે કપટ વેષધારી ફકીરે તે કેદખાનાનો દરવાજો જોસથી ઉઘાડયો જેના બારણા તે પહેલાજ ખુલ્લા થઇ ગયા હતા બહાર આવી તેણે બારણા પાછા બધ કરી લીધા અને કેટલીકવાર સુધી બારણા પાસે ઉભો રહી તે કાઇક વિચાર કરતો હતો અસ્ફુટ શબ્દો વડે તે સ્વગત્ બોલ્યો " તો પછી આના પ્રાણ લેવા વ્યાજબી નથી પ્યારી સેલિમા નિષ્કલક છે આટલુ કહેતો તે ફકીર સેલિમાના મહેલ તરફ ચાલતો થયો

આ ફકીર કોણ હતો ? તે વાચકના જાણવામા આવ્યુજ હશે સેલિમાનો પત્ર શહાજહાને વાચ્યો ન હતો એ આપણે પ્રથમ જાણ્યુ છે જીવન બેગમના મુખથી તેણે એ પત્રનો કેટલોક ભાગ મદિરાના નિસ્સામા સાભળ્યો હતો, થોડા વખત બાદ તે મદિરાનો અમલ ઉતર્યા પછી એ સેલિમાનો પત્ર બાદશાહે પોતે વાચ્યો સેલિમા પૂર્ણ નિર્દોશ છે એવુ જ્યારે મહારૂણ બોલ્યો હતો, ત્યારે તેના શબ્દો ઉપર બાદશાહનો વિશ્વાસ નહતો પરતું સેલિમાયે હુ કલકીની નથી એવુ જ્યારે પત્રમા લખ્યુ ત્યારે તેનું બાદશાહના મન ઉપર ઇષ્ટ પરીણામ થયુ સેલિમા એ શહાનજહાનની બહુજ પ્રિય બેગમ હતી, એ ઉપર કહેલુ જ છે તેના ઉપરનો પ્રેમ એ આ ઇષ્ટ પરિણામને કેટલેક દરજ્જે કારણભૂત થયો એમ કહીયે તો ચાલે તો પણ બાદશાહના મનની શકા નષ્ટ થઇ ન હતી અને તેના નિર્ણય માટેજ બાદશાહ ફકીરના વેશે કારાગ્રહમા મહારૂણ પાસે ગયો હતો

યુક્તિવડે પ્રશ્નો પૂછી મહારૂણ તરફથી સર્વ સાચો વૃતાન્ત મેળવ્યા પછી બાદશાહનો સર્વ સશય દૂર થયો અને સેલિમા પુર્ણ

નિર્દોષ છે એમ તેને ચોક્કસ ખાત્રી થઇ દિલ્લીશ્વરે નિરપરાધી મહારૂણને કરેલ દેહાન્ત શિક્ષા મોકુફ કરી તરતજ જેલરને બોલાવી- "બંદીવાનને પુરેપુરૂ અન્નપાણી આપજો અને તેને કોઇ પણ જાતની પીડા ન થાય તેમ તજવીજ રાખજો " એવો હુકમ કર્યો સઘળા મોગલ બાદશાહોમા મહાનુભાવ શાહાજહાન અને અકબર બાદશાહ દયાળુ અને પ્રજાના હિત વિશે કાળજી રાખનારા હતા એની ઇતિહાસજ સાક્ષી આપે છે હવે શાહાજહાન બાદશાહની મહત્વાકાંક્ષાના રસ્તામા જે જે આડા આવ્યા, તેનો રક્તપાત કરવામા તેણે આગળ પાછળ જોયુ નહીં એ ખરૂ તોપણ એવા કોઇ અક્ષમ્ય અપરાધ વગર તે બનતા સુધી જીવોની ખુવારી કરતો નહિ

ફકીરનો વેશ પલટાવવા નહીં રોકાતા શાહાજહાન તેજ વેશથી સેલિમાના મહેલમા આવ્યો તેજ તેનો જીવ હતી કેમકે બીજી સઘળી બેગમોમા તેના જેટલી બીજી કોઇ તેને પ્રિય ન હતી સેલિમાને પોતે વ્યર્થ દુખ દીધુ, તે વિષે તેના મનને બહુ ખોટુ લાગ્યુ પણ હવ તેનો ભેટો થયે એ વિશે તેની પાસ ક્ષમા માગી, તેના મનનુ સાંત્વન કરવુ, મોટા આદરપૂર્વક તેની રીસ ઉતારવી, અવિચારથી પોતે ખોટી શંકા લઇ તેનુ કોમલ હૃદય દુખાવ્યુ છે તે હરે પ્રયત્ને પાછુ પ્રસન્ન કરી લેવુ, આજે દશ દહાડે સેલિમાને પોતે મળવાથી તે ખુશી થશે, તેને સંતોષ થવા માટે પોતાને હવે જરાપણ વહેમ નથી એવુ જણાવી, તેની સિદ્ધતા માટે અને કૃતાપરાધના પ્રાયશ્ચિત્ત માટે આપણે મહારૂણને મુક્ત કરીશુ એવા એવા અનેક વિચાર તરંગો તેના મનમા રમ્યા કરતા હતા. સેલિમા પોતાના હાસ્યવદને પૂછશે " શાહેનશાહ ! આજ આપે આ ફકીરનો વેશ કેમ લીધો છે ? "

તેને પોતે ઉત્તર આપીશ કે "દુનિયાનો શહેનશાહ તારા પ્રેમ માટે ફકીર બન્યો છે" આવા સુખમય વિચારોમા તલ્લિન થઇ ભાગ્ત સમ્રાટ શાહાજહાને કોઇ અપરાધીની માફક સેલિમાના મહેલમા પ્રવેશ કર્યો પરંતુ માણસ ધારે છે કાઇ ! અને પરમાત્મા કરે છે કાઇ !!

---

## પુષ્પ ૭ મું.

### છેવટનુ દર્શન.

સાથે વસતી વસ્તુની, કિમત નહિ તે વખ્ત,
પાછળથી અણમોલ થઇ, દિલ દુખાવે સખ્ત

બીજે દિવસ મહારુણ તે ઘોર અધકારમય કારાગૃહમા પોતાના ભવિતવ્ય માટે ચિતા કરતો બેઠો હતો ઉપરના છીદ્રમાથી આવનાર પ્રકાશ કીરણ ઉપરથી મહાર સૂર્યાસ્તનો વખત થએલ હોય એમ તેણે તર્ક કીધો

કારાગૃહમાનો દારુણ અધકાર જાણે કે તે હતભાગ્ય બદીવાનનો ગ્રાસ કરવા લાગ્યો હોય તેમ પ્રસરી વળ્યો ઓરડીના એક ખુણામા તેના માટે મોકલેલ અન્ન જેમ તેમ પડેલુ હતુ, તેમાથી થોડુજ તેણે ખાધુ હતુ આ અન્નની વ્યવસ્થા કરી આપવા માટે એક પહેરેગીર ત્યા સવારસાજ આવતો, પણ મહારુણ તેની સાથે એક શબ્દ પણ બોલતો નહિ

કેદખાનામા પડ્યો તે દિવસથી પોતાની અને સેલિમા બેગમ

વિશેની ઘોર ચિંતાયે મ્હારૂણના મનને એક ક્ષણ પણ છોડયુ ન હતું. અંત કરણનુ દુ ખ કોઇને કહેવાથી કમી થાય છે, પણ કમનસીબ મહારૂણ તેમ કરી શકયો નહિ જેથી તેનુ હૃદય તદ્દન દગ્ધ થયુ હતુ આ વખતે પણ મ્હારૂણ ચિંતામા પડયો હતો ' અસ્ફુટ સ્વરથી તે બોલ્યો-" દયામય પ્રભુ ! હવે કેટલા દિવસ મારે આ અસહ્ય વેદનાઓ સહેવી ? નાગના માથાપરનો મણિ તો મને પ્રાપ્ત થયો નહીં, પરંતુ તેના તીવ્ર દંશથી અપાર વેદનાઓ થઇને હું મરણુ શરણ થઇ પડયો છુ ! હુ તો માત્ર આ કષ્ટજ ભોગવુ છુ, પણ તે નિર્દોષ બિચારી સેલિમાની શુ સ્થિતિ થઇ હશે ? કોણ જાણે ' સેલિમા ? સેલિમા ! મારા પ્રમાણે તું પણ કારાગૃહમા પડેલ હઇશ કે ? આ જગતમા ન્યાય નથી ! પ્રેમ નથી ! વિશ્વાસ રહ્યો નથી ! પ્રેમની પવિત્રતા નથી ' પ્રિય સેલિમા ' તુ જીવતી છે કે ? મને લાગે છે કે ગુપ્ત ભોયતળીયે કોઇ ક્રૂર સીદ્દણની તરવાર વડે તારો પ્રાણાત્મા વિસર્જન થયો હશે ' હાય હાય ' સેલિમા ! સેલિમા ! આખરે આ પાપીજ તારા મરણનુ કારણ થયો ? "

બોલતા બોલતા મ્હારૂણની આંખમાથી અશ્રુધારા વરસવા લાગી તે અત્યંત ક્ષુબ્ધ થઇને કોઇ ગાડા માણસની પેઠે " હાય ! હાય ' સેલિમા ' સેલિમા ' " આમ તે ઉંચે સ્વરેથી બરાડા પાડવા લાગ્યો તે નિ શબ્દ કારાગૃહમા એ કઠોર શબ્દનો પ્રતિધ્વનિ થઇને ત્યા "સેલિમા ' સેલિમા !" એવો પ્રચંડ નાદ ઘૂમવા લાગ્યો

એકાએક બ્હાર કોઇ જાનનો શબ્દ થએલો સાભળી, અન્ન પાણી લઇને પહેરેગીર આવ્યો હશે એવો મ્હારૂણે તર્ક કર્યો પહેરેગીરે આવી હાથમાનુ ફાનસ હમેશની જગાએ નીચે મુકયુ

પ્રકાશનો સખત પ્રકાશ મહારૂણુથી સહન થયો નહિ રાત્રિ દિવસ ઘોર અધકારમા રહેવાથી કોઇ નિશાચર પશુ પ્રમાણે તેની અવસ્થા થઇ હતી ઓરડીમા દીવો આવતાજ મહારૂણે આખો મીચી લીધી

પહેરેગીરે હસીને પૂછ્યુ "મહારૂણુ! કેમ છે હવે તને?"

તે પહેરેગીરનો સ્વાભાવિક પ્રશ્ન મહારૂણુના હૃદયને કઠોર બાણુ જેવો જણાયો તિરસ્કાર યુક્ત સ્વરે તે બોલ્યા-" માગ દુ ખપર આવા ડામ દેતા તને શરમ નથી આવતી કે? કોઇ ક્ષુદ્ર જીવડુ મનુષ્યના પગ તળે કચરાઇને મરી જાય તે પણુ માણસનુ શરીર રોમાચિત થાય છે, અને તુ જાણી જોઇ આ માણસ જેવા માણસને આવી રીતે દુ ખ દે છે? તારા હૃદયમા દયા કાઇજ આવતી નથી કે?"

પહેરેગીર બોલ્યો-" મહારૂણુ આમ ફોગટ બોલવાથી શુ? તારાપર દયા કરવાનુ મારી પાસે શુ સાધન છે! અમે શુ? હુકમના તાબેદાર! તને અનાજ પાણી ન આપવા બાદશાહનો સખત હુકમ છે પણુ તારી દયા આવવાથી હુ આ અન્ન પાણી તને લાવી આપુ છુ"

તેનુ આ કહેવુ સાભળી મહારૂણુ તિરસ્કારથી હસી પડયો "તારૂ તે અન્ન પાણી પાછુ લઇ જા મને તેની જરૂર નથી આજે સવારે જે તે લાવી રાખ્યુ છે, તે બધુ જેમનુ તેમ પડયુ છે તે પણુ લઇ જા"

- "શુ અત્યાર સુધી તે કાઇ જ ખાધુ નથી?"

" ખાવાનુ કારણુ નથી.-જેને જીવવામા સુખ હોય છે, તેને ખાવા પીવાની જરૂર હોય છે. પણુ મને તો મરવામા સુખ જણાય

છે આ અનાજના બદલે જો તુ મને ઝેર આણી આપીશ, તો મારાપર તારો મ્હોટો ઉપકાર થશે, ભાઇ!"

આ વખતે પહેરેગીરે જવા માટે લોઢાના દરવાજા ઉઘાડયા હતા તે એ દરવાજા વચ્ચે ઉભો રહી મહારૂણ તરફ જોતો જોતો માથુ હલાવી પહેરેગીર હસતો હસતો બોલ્યો–"તેણે તો ઝેર પીને આત્મહત્યા કીધી, તેમ તુ પણ ન કરે તો તારા પ્રેમને કલક નહિ લાગશે કે ?"

પહેરેગીરને આગળ બોલવાને વખત મળ્યો નહીં તેનુ આ ઉપહાસાસ્પદ ભાષણ સાભળી ક્રૂર સીંહની પેઠે કુદકો મારી મહારૂણે તે અર્ધુ ઉઘાડેલુ બારણુ બધ કર્યું બિચારો પહેરેગીર તે બે બારણાની વચમા સપડાવાથી એક ક્ષણમા કચરાઇ ગયો તેના પચપ્રાણ સ્વર્ગસ્થ થયા થોડા વખત પછી મહારૂણે દરવાજો ઉઘાડયો તે હતભાગી પહેરેગીરનો મૃતદેહ એકદમ તે કેદની ઓરડીમા ઢળી પડયો. મહારૂણ પોતાનુ દેહભાન ભુલી ગયો! આવેશમા આવીને અઘોર કૃત્ય કર્યા પછી હવે તેને શુ કરવુ તેની સુઝ પડી નહીં તે જ્ઞાનશૂન્ય બની ગયો પરતુ થોડાજ વખતમા જુસ્સો કમી થવા પછી તે શુદ્ધિપર આવ્યો ત્વરા કરી તેણે પહેરેગીરનો પાયજામો અને અંગરખો વગેરે સર્વ પોશાક પહેરી લઇ પોતે બરાબર પહેરેગીર બન્યો કમરનો પટ્ટા, તેમા લટકતી તરવાર, ખભા ઉપરને પટ્ટો વિગેરે બગબ-જ્યાનુ ત્યા પહેરી લીધુ પટ્ટાપર એ કમનસીબ મરનાર પહેરેગીરનુ નામ લખેલ હતુ, તે મહારૂણે દિવાના પ્રકાશમા વાચી ધ્યાનમા રાખ્યુ પછી ફાનસ હાથમા લેઇ તે કપટવેશધારી પહેરેગીર કારાગૃહની બહાર નીકળ્યો, બહાર આવતા દરવાજો પાછો બંધ કરી દીધો

મહારણ ભૂલ્યો નહતો ત્રણ દરવાજામાથી નીકળ્યા પછી મહારણ એક ગુહાના દ્વાર પાસે આવ્યો આ ત્રણે દ્વારો તે પહેરેગીરે અદર આવતી વખતે ઉઘાડા મુકયા હતા તે એક પછી એક સર્વ દ્વારો મહારણે બધ કર્યાં, પછી એક પથ્થરની સીડી ચડીને તે ઉપર આવ્યો બહારની શુદ્ધ મોકળી હવાનો સ્પર્શ થતાજ મહારણ આનદથી પોતા સાથે બોલ્યો-" વાહવા ! સાબાશ ! સઘળી મહેનત અને કપટનુ સાર્થક થયુ, એકવાર એ વાઘના પઝામાથી છુટયો !"

તે પહેરેગીર સેલિમા વિશે જે કાઇ બોલ્યો હતો, તેથી મહારણનુ મન તદન ભ્રમિષ્ટ થઇ ગયુ હતુ " સેલિમા ! સેલિમા ! તે ઝેર પીઇને ખરેજ પ્રાણ ત્યાગ કર્યો ? મારા અપરાધથીજ તને મરણ આવ્યુ ? હાય ! હવે આખા ભવમા એકવાર પણ તારા દર્શન થશે નહિ ને ? અરેરે ! !"

બહાર સામેજ એક મોટુ આગણુ આવ્યુ હળવેજ સ્થિરતાથી તેમાથી તે ચાલ્યો ગયો પછી એક ચોકી આવી ત્યાથી જતા તેને કોઇયે પૂછ્યુ-" કોણ છે ?"

મહારણે શાન્તપણે ઉત્તર આપ્યો " પહેરેગીર મહમદહુસેન" ફરી તે કોઇએ પૂછ્યુ નહિ પાસેજ સેલિમાનુ અત.પુર હતું, પહેલા તે મહેલની પ્રત્યેક બારીમા દીવા થતા પણ આ વખતે તેના ચોથા ભાગના દીવા પણ પ્રગટેલા ન હતા હળવે હળવે મહારણ અત.પુરના દરવાજા સુધી ગયો. જતા જતા તે સ્વગત બબડયો— "સેલિમા ! ખરેજ કે તુ આ જગત છોડી ગઇ હોઇશ ? કે મને બીવડાવવા તે પહેરેગીર ખોટુ બોલ્યો હશે ? હવે માત્ર એકવારજ

આખ ભરી તારા દર્શન કરીશ મારા આ જન્મની છેલ્લી ઇચ્છા પુર્ણ કરી હવે હુ ચાલ્યો જઇશ ફરી તારા સુખની આડે હું કો દિવસ આવીશ નહિ તું અને તારો ભાગ્યવાન ખાવિંદ સુખેથી ચિરકાલ રહો આ અધમ ફરી તમારા સુખમા કોઇ દિવસ કંટક૫ થશે નાહ

દરવાજામા પેસતાજ મહારૂણુની નજરે જે દેખાવ પડયો, તેથ તે રતભીતજ થઇ ગયો ! તેનુ હૃદય કપવા લાગ્યુ વક્ષસ્થળમા લોહ જોસ બધ ઉછળવા લાગ્યુ મસ્તક ભ્રમવા લાગ્યુ ત્યાનો દેખાવ જોઇ તે સ્તબ્ધજ બની ગયો આશરે સો સવાસો લોકો હાથમા બળતં મશાલો લઇને સીહદ્વાર તરફ આવતા જણાયા–સઘળો માર્ગ સૈનિકો રોકયો હતો વચમા કોઇના મૃતદેહનો સુસજ્જીત જનાજો ખભાપ લઇને કેટલાક માણુસો ચાલતા હતા સર્વત્ર શાતતા હતી ! એટલ બધા લોકસમૂહમા કોઇના મોઢામાથી એક શબ્દ પણુ નીકળતો નહતો પ્રેતની આગળ અને પાછળ ચાલનારાવાળા લોકોના હાથમા ઉઘાડ તલવારો હતી મશાલવાળા લોકો પણુ સાથેજ ચાલતા હતા તેન મશાલોનો પ્રકાશ, સિપાઇઓએ ઉઘાડેલી તરવારો અને બહુ મૂલ્ય રત્નમણિયુક્ત આભરણુ વસ્ત્રોપર પડવાથી તે ચમકી રહ્યા હતા

મહારૂણુને નિમિષમા સર્વ ખબર પડી કે સેલિમા આ દુ મૃત્યુ ભુમી છોડી, કયારનીએ સ્વમાર્ગમા પહોચી ગઇ હતી ! અભિમાની પતિપ્રેમનિરતા સેલિમા આત્મહત્યા કરી, આવેલ મિથ્ય ઘોર કલકમાથી મુક્ત થઇ પણુ તેના આ મૃત્યુને માટે કારણુ કોણુ

મહારૂણુનુ હૃદય વિકલ થઇ શતધા વિદીર્ણ થયુ ગયા પ્રે દિવસમા અન્નનો સ્પર્શ પણુ નહતો, એમ કહીએ તો ચાલે તેમ

લાગલોજ આ હૃદયવિદારક દેખાવ તેની નજરે પડ્યો. જેથી તે ચેતનવિહીન થઇ જડપિંડ જેવો બની ગયો મંત્રમૂઢ થએલા એકાદા માણસની પેઠે વિદગ્ધ હૃદયે મહારૂણ તે પ્રેત જાત્રાની પાછળ હળવે હળવે દુર્ગદ્વારની બહાર નીકળ્યો

થોડો વખત રસ્તો કાપ્યા પછી તે ગંભીર શબ્દ કરતી વહેતી નદીના કિનારા ઊપર સર્વ આવી પહોચ્યા સુમારે રાત્રિનો બીજો પહોર થયો હતો તે વખતના ભીષણ અંધકારમા એ સ્થાન બહુ ગંભીર દેખાતુ હતુ સૃષ્ટિ સુંદરીયે અનુપમ ગંભીર સૌંદર્ય ધારણ કર્યું હતું જે હજારો માર્ગોથી દગ્ગોચર થતું હતુ ચારે તરફ ખીલી રહેલ વન પુષ્પોનો વાસ પ્રસરી રહ્યો હતો નાના મોટા વૃક્ષોના અગ્ર ઊપર-શાખાઓ ઊપર-પલ્લવો ઉપર-માણિક્ય પ્રમાણે વચમા વચમા પતંગીયા ચમકતા હતા પર્વતો ઉપરથી મંદમંદ વહેનારો શીતલવાયુ આસપાસના દરેક વૃક્ષલતાના સુગંધી પુષ્પોનુ નિ શબ્દતાથી ચુંબન લઇ તેને ચકિત અને કંપિત કરતો હતો અને કોઇ સાધુ પુરૂષ પ્રમાણે મેળવેલો સુગંધનો ખજાનો બીજાને અર્પણ કરતો હતો

તે કૃષ્ણ પક્ષની રાત્રિ હતી હજુ ચંદ્રોદય થયો નહતો આકાશમા વચમા વચમા મેઘાડંબર દેખાતુ હતુ નક્ષત્રો નથી! ચંદ્રનો પ્રકાશ નથી! ચોમેર અંધકાર!! આ વખતે તે અંધકાર જેમકે મૃત્યુનુ એક ભીષણ સ્વરૂપજ દેખાડતો હતો સેલિમા મરણ પામી એટલેજ આજે પ્રકૃતિએ-કુદરતે આવુ ઉદાસીન સ્વરૂપ ધારણ કર્યું હતુ હિમબિંદુના મિષે તે અશ્રુ વિસર્જન કરતી હતી વાયુના રૂપે દીર્ઘ નિશ્વાસ નાખતી હતી કૃષ્ણ વસ્ત્ર પરિધાન કરી સેલિમાને ઉચકી જવા માટે આજે પ્રકૃતિદેવી ક્રુદ્ધ બની આવેલ હતી.

મશાલવાળાઓ તે નદી તીર ઉપર પ્રશસ્ત ઠેકાણે આવીને ઉભા રહ્યા તેમની પાછળ શસ્ત્રધારી સૈનિકો ઉભા રહ્યા જનાજો લાવનારાઓએ તે નીચે મુકયો પ્રેતની ચારે બાજુ ઘણી જગા રાખી હતી. અને સઘળાઓ કોઇના પણ આવવાની રાહ જોતા હતા

ચદ્રોદય થયાને ઘણો વખત ગયો તે વખતે મોતી મહેલના સીંહદ્વાર પાસે એક મશાલનો પ્રકાશ દેખાયો નિયમિત વખત થયો એમ સર્વને ખબર પડી સિપાઇ અને બીજા લોક અદબથી ગોઠવાઇ ગયા એટલામા ચાર મૌલવી સાથે દિલ્હીશ્વર શાહાજહાન પોતે ત્યા આવી પહોચ્યો સૈનિકોયે શસ્ત્રો નીચે નમાવી તેને સલામી આપી સઘળા નિસ્તબ્ધ હતા એક શબ્દોચ્ચાર પણ તે વખતે કોઇના પણ મોઢામાથી નીકળતો નહતો

પ્રેતને સમાધી આપવાની સઘળી તૈયારી પ્રથમથીજ કરેલી હતી અધકાર વિભૂષિત સ્તબ્ધ નિસર્ગની શાન્તિનો ભગ કરી મૌલવી અતિ ગભીર સ્વરથી કુરાન શરીફ માહેના શાન્તિસુચક પા૦ ભણવા લાગ્યા જનાજા ઉપર ઘણી જાતની પુષ્પ માલાઓ હતી કબરની અદ્દના ભાગમા પણ નીચે સુગધી પુષ્પની સુવાસિક માલાઓ ટાગવામા આની હતી તેજ પ્રમાણે તેમા બહુ મૂલ્ય સ્તબુલ, અગર વીગેરે સુગધી દ્રવ્યો પણ નાખ્યા હતા એ કુગ્ગળ પ્રદેશ ઉપર આજે જાણે કેમ સ્વર્ગનો સુગધ પ્રસરી રહ્યો ન હોય?

સેલિમનો મૃતદેહ બહાર કહાડી, તેને સુવાસિક ગુલાબજળથી સ્નાન કરાવ્યુ પછી અગરૂ ચદન-કસ્તુરી-અબર વગેરે સુગધી પદાર્થોનુ તે અનુપમ સુદર દેહ ઉપર લેપન કર્યું છેવટે સેલિમાનુ

પ્રેત કબરમા મુકવામા આવ્યુ જે વખતે બાદશાહને પ્રેમનો ઉભળકો આવ્યો તે બોલ્યો—

' સેલિમા ! હવે જાય છે ને ? આ હતભાગીયાને મુકીને ચાલી નીકળી કા ? હવે તારે સ્વર્ગમાજ ભેટા થવાનો ? તારાપર હાય–જેણે અત્યાચાર કીધો છે, તેનુ દેહાન્ત પ્રાયશ્ચિત્ત લેના પણ નિરસન થશે નહિ ! ઓ પ્રભુ ! "

બાદશાહના નેત્રમાથી બેચાર અશ્રબિંદુ સેલિમાની સમાધિ ઉપર પડયા એક દીર્ઘ ઉષ્ણ નિશ્વાસ નીકળી તેની મર્માંતિક વેદનાઓ સાથે બહારના શીતળ વાયુમા મળી ગયો પરતુ તેના દીર્ઘ નિશ્વાસોથી અને ઉષ્ણ અશ્રુબિંદુઓથી તેના હૃદયની વેદનાઓ અને મર્મ જ્વાળાઓનુ પૂર્ણ જ્ઞાન થવુ કોઇ દિવસ શકય ન હતુ પ્રેતને ભૂમિદાહ આપ્યા પછી સર્વ મડળ ખિન્ન વદને પાછુ ફર્યું

આજે તે સુવર્ણમય મોતીમહાલય શૂન્ય બન્યો ! કેમકે જે સ્વર્ગીય જ્યોતિથી તે પરીપૂર્ણ હતો, તે જ્યોતિ ત્યાથી અતર્ધાન થઇ હતી !

સેલિમાના મૃત્યુને પદર દિવસ થઇ ગયા તે દિવસો બાદશાહે તદ્દન એકાતમા વિતાવ્યા–તે કોઇની સાથે વધારે બોલ્યો પણ નહિ હમેશ ચિતાક્રાત્ થઇ બેસતો એટલા દિવસોમા તે સેલિમાના મોતી મહાલયમાથી બિલકુલ ખસ્યો નહિ તેનુ હૃદય અનુતાપ જ્વાલાથી બળતુ હતુ સેલિમાના મૃત્યુને કેવળ આપણેજ કારણ થયા છીયે, એ વિચાર વીંછીના દશની પેઠે તેના અતઃકરણમા અત્યત વેદના કરતો હતો સેલિમાનો મોતીમહેલ હવે શાહાજહાનને

દેવસ્થાન પ્રમાણે પૂજ્ય થયો હતો તેની સુંદર મૂર્તિ પોતાના હૃદયમા સ્થાપી, ક્ષણે પ્રતિક્ષણે તે તેનું ચિંતન કરતો પરંતુ જે સુવર્ણસમ મહેલમા આજ સુધી તેણે આનંદમા કાલક્રમણા કરી, તેજ જગોએ હવે તે શોકમા દિવસ વીતાડવા લાગ્યો

બાદશાહના મુખપર બિલકુલ હાસ્ય નથી અશ્રુથી આંખો ભરાયેલી છે પ્રેમચેષ્ટા નથી વિચાર વિરહ પ્રાપ્ત થયો છે પ્રીતિ નથી અનુશોચનાથી હૃદય ભારાક્રાંત થયુ છે અંતરમા ઉજ્વલ પ્રકાશ નથી ચિર અંધકાર વ્યાપી રહ્યો છે દેવી અંતર્ધાન પામી ગઇ છે. તેના શૂન્યાસન ઉપર બેસી મનની મૂર્તિ શોક કરે છે! સુગંધી દીપથી પ્રજ્વલિત થએલ સુવર્ણ મંદીર આજે દુર્ગંધમય સ્મશાન બનેલ છે!!

શાહાજહાન સેલિમાની પરિત્યક્ત શય્યા ઉપર પડી, કોઇ દિવસ શૂન્ય દૃષ્ટિથી ગવાક્ષમાથી સૃષ્ટિસુન્દરીનુ સુંદર રૂપ જોવા બેસતો પરંતુ તે સૌંદર્યનુ તેના ઉદાસી મન ઉપર કાઇજ પરિણામ થતુ નહિ કદીક ગંભીર રાત્રિની વખતમા તે સુનીલ આકાશપટ તરફ વિમનસ્કતાથી જોવા બેસતો પરંતુ તે તારકમણિ મંડિત આકાશનુ સૌંદર્ય તેના શૂન્ય મન ઉપર આનંદદાઇ નિવડતુ નહિ છેવટે કંટાળીને તે પોતાના અવિરલ નયનાશ્રુઓથી શૈય્યા ભીંજાવી મુકતો પ્રિયતમ સેલિમા માટે નિરવ અશ્રુ ઢાળવામાજ તેના હૃદયને ખરૂ સમાધાન જણાતું સેલિમા સ્વર્ગવાસીની હોવાથીજ શાહાજહાન આકાશ તરફ દૃષ્ટિ કરી ઉદાનસીનતામા બેસતો આકાશમા એટલા નક્ષત્રો ચમકતા પરંતુ તેમા શાહાજહાનને કોઇ દિવસ સેલિમા દૃષ્ટિયે પડી

નહિ અને સેલિમા ત્યા હશે તો પણ આપણા સરખા પાપીને તે શા કારણે દર્શન આપે? એમ તેને લાગતુ

તે શૂન્ય મહેલમા–પ્રતિમા વિસર્જીત શૂન્ય મહાલયમા–સેલિમાની દરેક વસ્તુ જેમની તેમ પડી હતી તેનો બીન હતો, સતાર હતી, માત્ર સેલિમા નહતી! તેની મૌક્તિક માલા હતી તેનો રત્નખચિત કમરે બાધવાનો પટ્ટો જેમનો તેમ પડયો હતો, સેલિમા માત્ર નહતી! આધાર રહ્યો હતો–આધેય નહતું પ્રેમ રહ્યું નહતુ માણસ રહ્યુ નહતુ સગીતનો ઝણકાર રહી ગયો હતો, સગીત નહતુ, સુવાસ રહ્યો હતો પુષ્પ કરમાઇ ગયુ હતુ સાદર્ય ગુણનુ જે નિધાન તે માત્ર રહ્યુ નહતુ સ્મૃતિ રહેલી હતી હવે બાદશાહને દીર્ઘ શોક, નિશ્વાસ અને કરૂણ રૂદન એજ માત્ર આ વખતે કાર્ય બાકી રહ્યુ હતુ!

હમણા જીનતબેગમનુ કોઇએ નામ લીધુ કે બાદશાહની પગતળની આગ મસ્તક સુધી પહોંચતી એક દિવસે જીનતબેગમે બાદશાહને મળવા વિષે પુછાવ્યુ એ સાભળતાજ શાહાજહાને ખીજાઇને ઉત્તર આપ્યો કે—"તેને હડકાયા કુત્રાઓથી ફાડી નખાવો" એવો હુકમ આપ્યો આ હકીકત જીનતને કાને પડતાજ તે ડરી ગઇ આપણુ જીવિત અહી સુધરશે નહિ એમ ધારી તે કાસ્મીર છોડી ગુપ્ત રીતે દીલ્લી તરફ નીકળી ગઇ

સેલિમાના ઘોર મરણને હું કારણ થયો છુ તેના વિષે વ્યર્થ શકા લઇ મેજ તેને નષ્ટ કીધી મારા જેવો આ ઘાતકી આખી દુનિઆમા બીજો કોઇ હશે નહિ" આવા વિચારો શાહાજહાનના હૃદયમા હમેશા કટક માફક ખૂચતા હતા. બાદશાહ પાસેના અધિકા-

રીઓએ તે દુઃખ વિસારે પડે તે માટે ઘણા પ્રયત્ન કર્યા, પરંતુ વ્યર્થ ગયા મૂર્ખ લોકો! પ્રેમ અને અનુતાપના માર્મિક ઘાય શુ એવી રીતે રૂઝાતા હશે?

પ્રબળ શોકાનલથી મહારૂણને કેદમા નાખ્યાની વાત બાદશાહ તદ્દન ભૂલી ગયો હતો સેલિમા વિષેના શોકથી તેમજ તેની સમાધિના વ્યવસાયમા ગુંથાઇ જવાથી બાદશાહને મહારૂણ વિષે બાતમી મળવા વખતજ નહતો કેટલાક દિવસ પછી તેને એ કમનસીબ બદીવાન યાદ આવ્યો જેલરને પૂછતા તેણે જવાબ આપ્યો કે–"બદીવાને સ્વેચ્છાથી અન્ન પાણી વર્જીત કરીને પ્રાણ ત્યાગ કર્યો" અર્થાત્ સાચી વાત બાદશાહને મળી નહિ

પહેરાવાળાને ઠાગ કરી કારાગૃહમાથી કેદી નાશી ગયો, એ ખબર બીજે દિવસે જેલરને મળ્યા, પરતુ બાદશાહને કાને આ વાત જવાથી પોતાના તથા પોતાના હાથ નીચે જે રક્ષકો છે, તેના પ્રાણ ગયા વગર રહેશે નહિ, એવી ભીતિ તેના મનમા હોવાથી અદરને અદર દાબા દાબી કરી જેલર અને બીજા પહેરાવાળાએ એવી વાત ઉડાવી કે–"કેદી અન્નપાણી ત્યાગ કરી મરી ગયો" શોકાકુલ બાદશાહનો પણ આ વાત ઉપર વિશ્વાસ બેઠો જેથી એ બાબતમા તેણે વધારે પૂછપરછ કરી નહિ ઘણા દિવસ શાહાજહાન પોતાની પ્રિય બેગમ સેલિમા માટે અશ્રુ વિસર્જન કરતો રહ્યો!



# પુષ્પ ૮ મું.

## પરિચિત સગીત.

સગીત અમૂલ ઇશની, દેનગી દુનિયા માય,
દુઃખમા પણ શાન્તિ દિયે, ભૂવને કે વનમાય ૮

મનુષ્ય સુખમા હોય કે દુખમા હોય, પણ કાળ તો આગળને આગળ ચાલ્યો જ જાય છે સેલિમાના મૃત્યુને આજ વીસ પચીસ વર્ષ થયા હતા શાહાજહાન સૃષ્ટિક્રમ પ્રમાણે પોતાના વ્યવસાયમા મગ્ન હતો ખરો, પરતુ ઉપરાઉપરી સેલિમાની સ્મૃતિ તેને જાગૃત હતી હાલ તે ગ્રીષ્મકાલ નિમિત્તે ઘણા વર્ષે કાશ્મીર આવેલો હતો પોતાની પ્રિયાની કબરનુ દર્શ લઇ મનમા પ્રજળતા અગ્નિને કાઇક શાન્ત પાડવો, એવી અનિવાર્ય ઇચ્છા હોવાથીજ આજે બાદશાહ કોઇને પણ સાથે ન રાખતા, અતઃપુરમાથી બહાર નીકળી તે શાન્ત નદી તીર ઉપર આવ્યો તે ગભીર નિશાકાળમા એ ગરીબડા કુગરાળ પ્રદેશમાથી જતા શાહ્જાહાનનુ કઠણ હૃદય પણ કપિત થયુ કૃષ્ણપક્ષની રાત્રિ પોતાના કર્જ્જલવર્ણ પલ્લવમા છુપાઇ અગુલિ નિર્દેશ કરી બોલતી હોય કે " આ જુવો સ્ત્રી ઘાતકી પાપી મનુષ્ય આ તરફ આવે છે " એમ તીણા સ્વરનો બાદશાહને આભાસ થતો હતો, તારાગણવેષ્ટિત નીલ નભોમડલમા બેસીને-" આવો, પધારો પ્રાણનાથ ! અહીં ઉપર સ્વર્ગમા આવો, એટલે મારો ભેટો થશે આપ મારી કબર તરફ જાઓ છો, પણ ત્યા મારી માટી સિવાય

બીજું કોઇ નથી જો મારૂં સાચું મીલન આપને જોઇતું હશે, તો આપને અહીંજ આવવું પડશે " વગેરે ભાવ તારા ગણો બતાવતા હોય તેમ ઝબકતા હતા નિશાકાલિય મંદ સમીરણ કંપિત સ્વરથી બાદશાહની જેમકે નિર્ભત્સના કરતો હોય કે "ના–ના તું નદન અવિશ્વાસી છે તારો આ પ્રેમ પહેલા કયાં સંતાઇ ગયો હતો ?" ઇત્યાદિ અનેક મનતરંગોના પ્રતિધ્વનિ તેને કુદરતમાં કળાતા હતા

આજે શુક્લપક્ષ હતો વૃક્ષોના પલ્લવો ઉપર–લતાવેલિયો ઉપર –શ્વેતોપલમયી ગિરી નદીના પ્રવાહમાં–અને પાસેની સંગેમરમરી પથ્થરથી બંધાયેલી સેલિમાની કબર ઉપર કોમલ ચંદ્ર પ્રકાશ છવાયો હતો આ દેખાવ જોઇ શાહાજહાનનું શોકાતુર હૃદય જરા પ્રસન્ન થયું શીતળ ચંદ્ર પ્રકાશથી કોનું મન પ્રસન્ન થાય નહિ ?

એટલામાં એકાએક રાત્રિનો તે ગંભીર નિસ્તબ્ધતાનો ભંગ કરી મુરલીનો અતિ મધુર ધ્વનિ શાહાજહાનને કાને આવ્યો તે નિર્જન પહાડ ઉપર કેટલાક ગિરીકંદરોમાં અને પ્રશાંત વહેનારી નદીના ગર્ભમાં મુરલીનો કરૂણસ્વર પ્રસરી રહ્યો હતો તે સકરૂણ વિલાપયુક્ત સંગીત સાંભળી બાદશાહના પ્રાણ પ્રેમ વ્યાકુળ થયા તે શ્રુતિનો જાણે મનોહર નાદ સાંભળતો હળવે હળવે શાહાજહાન સેલિમાની કબર તરફ જવા લાગ્યો

એક સઘનપલ્લવ યુક્ત વૃક્ષ એ પ્રણયમૂર્તિની સમાધીને આચ્છાદાન કરી રહ્યો હતો. તે વૃક્ષના પલ્લવોમાંથી બાદશાહે જોયું, તો તેને એક આશ્ચર્યકારક દેખાવ નજરે પડયો. સેલિમાની સમાધી ઉપર એક મનુષ્યમૂર્તિ બેઠી હતી

દિલ્લીશ્વરના શરીરપર વિસ્મયથી રોમાચ ખડા થયા. આ ગભીર નિશા કાલમા કબર ઉપર કોણ બેઠેલ છે? એનો નિર્ણય તેનાથી થયો નહિ હિમતથી તે એ કબર તરફ જવા લાગ્યો. વરસાદનુ પાણી વહેતા વહેતા જમીનમા એક ખાડો પડેલ હતો, તે ઓળગવા તે જતો હતો એટલામા તેના પગ નીચેના પાણાઓ ખસી જઇ એક ગડગડાટનો અવાજ થયો બાદશાહની નજર આ વખતે સહેજ નીચી ગઇ થોડા વખત પછી બાદશાહે પાછુ ઉંચુ મોઢુ કરી જોયુ, તો શુ આશ્ચર્ય? કબર ઊપરની માનવી આકૃતિ ક્યાંઇ અદશ્ય થઇ ગઇ! તે જોવામા આવી નહિ

શાહાજહાન આશ્ચર્ય ચકિત બની ગયો. તેણે વિસ્મયપૂર્ણ નેત્રોથી ચોમેર જોયુ પણ કોઈ કયાય જોવામા આવ્યુ નહિ દિલ્લીપતિ આગળ કબર પાસે ગયો પાસે ગયા પછી માલુમ પડ્યુ કે એ કબર (સમાધિ) ની બન્ને બાજુએ કાળા અને ધોળા પથ્થરનો ઢગલો પડ્યો હતો કાળા પથ્થરના ધોળા પથ્થર બેસાડી કોઇ અજ્ઞાત માણસે અક્ષર રચના કરી હતી બાદશાહે જરા વાકા વળી સ્વચ્છ ચદ્ર પ્રકાશમાં વિસ્મિત ચિત્તે જોયુ ત્યા સમાધિની બન્ને બાજુએ ફારસી અક્ષરમા લખ્યુ હતું કે-

* * * "સેલિમા" * * * "મહારૂણ" * *

સમાધિ ઊપર ભેળા કરેલા પુષ્કળ વન પુષ્પો દેખાવામા આવ્યા જરા ઝીણી નજરે જોવાથી શાહાજહાનને ખબર પડી કે ધોળા પુષ્પોમા પણ રાતા પુષ્પો ગોઠવી કોઇએ અક્ષર રચના કરી હતી કે-

* * * "સેલિમા" * * "મહારૂણ" * * *

ઉપરોક્ત પ્રકાર જોઇ શાહાજહાન આશ્ચર્યથી-ભીતિથી સ્તાભિત થયો તે જનશૂન્ય ડુંગર ઉપર ઉભો રહીને રાડ પાડી બોલ્યો—" મહરૂણુ ! મહારૂણુ ! તુ ક્યા છુ ? એકવાર તો મને દર્શન દે. મે તને ઓળખ્યો નથી તુ હાલ સ્વર્ગમાનો પુણ્યાત્મા પ્રાણી છે ! મારી પ્રિયતમ સેલિમાનુ વતમાન મને કહી સભળાવ અને આ વિરહાગ્નિથી બળેલ શાહાજહાનનો સંદેશો તે સુદરીને સ્વર્ગમા સંભળાવ આ ! મહારૂણુ ! મારાપર એટલી કૃપા કર હુ દુનિયાનો બાદશાહ ખરો, પણ આ માગણી તારી પાસે ભીખારી બની કરૂ છુ એટલી મારી નમ્ર વિનતી માન્ય કર"

કોઇ આવ્યુ નહીં અને શાહાજહાનની વિનતિનો કોઇએ ઉત્તર પણ આપ્યો નહિ બાદશાહના શબ્દોનો પ્રતિધ્વનિ થઇ પાછો શાન્ત વાતાવરણુમા લય પામ્યો ! ફરીને પર્વત પ્રદેશ શૂન્ય થયો ! જે વખતે જ્યોત્સ્ના હસતી હતી

જ્યોત્સ્નાનુ તે મધુર સ્મિત બાદશાહને ઝેર સમાન લાગ્યુ બની આવેલ બનાવથી તે વિસ્મિત થઇને તે ધીમે પગલે પાછો રાજમહેલ તરફ વળ્યો

બાદશાહ થોડો દૂર આવ્યો એટલામા સમાધિ સ્થાન તરફથી ફરી મધુર સગીત લહરી તેના કર્ણપટ ઉપર આવી. પરતુ આ વખતે મુરલી વાગતી નહતી—પણ જાણે ગધર્વના કઠમાથીજ તે સગીત ઉત્પન્ન થતુ હતુ !

શાહાજહાન ઉભો રહી સાભળવા લાગ્યો—ગાયનના અક્ષરો સ્પષ્ટ સાભળવામા આવતા હતા કોઇ કોમલ કઠથી સ્વર કાઢી ગાતુ હતુ કે—

" દુખુયા મે કૈસે કહું મેરે સજની !"

આ સંગીત તો બાદશાહના પૂર્ણ પરીચયનુ હતુ સેલિમાના મધુર કંઠથી આ ગીત બાદશાહે હજારો વખત સાભળ્યુ હતુ પરંતુ આ પ્રમાણે તે કોઇ દિવસ આટલો પ્રણય વ્યાકુળ થયો નહતો

મોતી મહાલયમા આવી બાદશાહ શ્રાત ચિત્તથી પલંગપર પડ્યો, તો પણ તેને શાતિ પ્રાપ્ત થઇ નહિ મોતી મહાલની ઉઘાડેલ બારીઓમાથી તે મધુર સંગિતાલાપ હજુ સંભળાતો હતો આ પ્રમાણે પ્રતિરાત્રે તે નદીતીરસ્થ સમાધિ સ્થાન તરફથી કદી મંજુલ મુરલી ધ્વનિ તો કોઇ દિન કંઠથી નીકળતુ સંગીત સાભળવામા આવતુ સેલિમાના વિરહની મર્મ જ્વાલાઓથી હવે કાશ્મીર છોડી જવુ એમ શાહાજહાનને લાગ્યુ થોડાજ દિવસમા તે દીલ્લી રવાના થયો

ઘણા દિવસ સુધી કાશ્મીરના તે ડુંગરાળ પ્રદેશમાથી લોકોને સેલિમા બેગમના સમાધિ સ્થાન તરફથી તે કરૂણાજનક નિશાગીત અને મધુર મુરલી સ્વર સાભળવામા આવતો એ લોકો તે સંગીત સભય ચિત્તથી સાભળતા પરંતુ સાહસ કરી કોઇએ પણ એ વાતનુ રહસ્ય શુ છે ? તે જાણવાનો પ્રયત્ન સરખો પણ કર્યો નહિ, એ ઘટના અલૌકિક છે એવી સમજ ઘણા દિવસ સુધી ત્યા પ્રચલિત હતી

પ્રેમમસ્ત મહારૂણ અને સેલિમા સ્વર્ગીય પ્રેમમાજ વિલીન થયા ! દૈવહીન બાદશાહ બિચારો સ્વર્ગની સુંદરીના વિરહમા ક્ષીણતા પામ્યો !! ટુંકી નવલ કથા પ્રેમમા ઉત્પત્તિ પામી તેમાજ લય પામી !



**આ નવલકથાના લેખક બાલકવિની રસમય કલમથી લખાએલ વાંચવા લાયક પુસ્તકો.**

---

(૧) **મૃણાલિની:**—સાચા પ્રેમનુ રહસ્ય સમજાવતી, વડોદરા, જુનાગઢ વગેરે રાજ્યોના કેળવણી ખાતાએ લાયબ્રેરી માટે મંજુર કરેલ, અને જાણીતા પત્રકારો, સાક્ષરોના ઉત્તમ અભિપ્રાય મળેલ રસમય ઐતિહાસિક નવલકથા (થોડીજ નકલો સિલક છે) કિમત રૂ ૧-૪-૦

(૨) **બાલયોગિની**—ખરા કર્તવ્યનુ અને દેશકલ્યાણની જાગૃતિનું ભાન કરાવનાર, હિન્દુ મુસલમાનોના જાતિ-સ્વભાવ બતાવનાર બંગાલની બહાદુર બાળાનો સર્વસ્વ ત્યાગ તમારા જીવનમા નવીન રસ રેડશે કીંમત ૧-૮-૦

(૩) **પ્રેમમન્દિર:**— રાજપૂતાનાની ઐતિહાસિક ઘટનાનુ કરૂણાપૂર્ણ ચિત્ર કરૂણસિંહ અને લલિતાદેવીનુ સ્વર્ગમીલન હૃદયને પિગળાવે છે! કિંમત રૂ ૦-૮-૦

આ સિવાય પ્રણયલીલા, મનોરમા વગેરે નવલકથાઓ અને ભક્તિ-પ્રતાપ, કયકિતચંદ્ર વગેરે મનહર તરજ્ને અને છટાદાર ભાષણો સાથેના નાટકો માટે પત્રવ્યવહાર કરો.

**બાલકવિ—જામનગર.**